# સુશીલ યમુના.

અને

# વાસુદેવ બળવંત ફડકેના બંડની ધામધૂમ.

(મરાઠી ઉપરથી)

બનાવી પ્રકટકર્ત્તા,

**વનમાળી લાધાભાઈ મોદી.**

"સાંસારિક ચમત્કાર અથવા સુજ્ઞ શ્યામલાલ," "સદ્ગુણી વહુ," "પ્રેમરાય અને પ્રેમગવરી," પ્રેમનીપરિસીમા," "લોકભ્રમ," "હડહડતો કળિયુગ," વગેરે વાર્ત્તાઓ તથા નિબંધોનો કર્ત્તા અને "હિંદુસ્તાન" પત્રનો અધિપતિ.

**અમદાવાદ.**

"હિંદુસ્તાન" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ કસ્તુરચંદે છાપ્યું.

૧૮૯૦

**કિંમત ફક્ત બાર આના.**

# અર્પણપત્રિકા.

મેહેરબાન સ્વદેશપ્રેમી—

રા. રા. છોટાલાલ સેવકરામ

શ્રિમન્મહારાજાધિરાજ શ્રી કચ્છાધિપતિ બહા

દૂરના પ્રા૦ સેક્રેટરી સાહેબ—

ભુજનગર.

મહાશય!

દેશોન્નતિનાં સાધનોને પ્રસંગવશાત્ યથેચ્છ ઉત્તેજન આપો છો; ભાષા અને પ્રજાની સુધારણા માટે કાળજીથી યત્નવાન રહો છો; સદાચાર પ્રિય–પુરૂષરત્ન છો; આપ સરખા સ્વદેશપ્રેમી સજ્જન મહાશયોના જીવન મહાત્મ્યથી જનેતા–સ્વભૂમિપરનો ભાર ઓછો થતો જાય છે; આપ સ્વદેશ અને સ્વદેશબાંધવોની શોભા મહત્તામાં વૃદ્ધિ કરો છો, અને એટલા માટે હ્યો, કૃપા કરો દેશબાંધવોની પ્રવૃત્તિને, નીતિ તરફ વાળનારા આ નાનકડા પુસ્તકને સ્વિકારવા!!

લી. સેવક,

વનમાળી લાધાભાઈ મોદી.

ના જયદેશોત્કર્ષ.

# પ્રસ્તાવના.



જગતમાં જે કાયા, વાચા અને મનના અનંત વ્યવહારો ચાલી રહેલા છે, તે સઘળાનું વલણ જનદુઃખના નિવારણ તરફ અને જનસુખની વૃદ્ધિ તરફજ જોવામાં આવે છે. "ગ્રંથલેખન" આ એક વ્યવહાર પણ તેમાંનોજ છે. તેની યોગ્યતા સર્વે કરતાં વધારે મોટી છે. વર્તમાન કાળમાં પૃથ્વી ઉપર અનેક ધર્મપંથ ચાલુ થયા છે, ને થતા જાય છે અનેક પ્રકારની શિક્ષણ તથા ધંધાને અંગે પદ્ધતિ પડી છે અને પડતી જાય છે, અનેક રાજ્ય ખટપટો અને હિલચાલો વિવિધ યોગે અમલમાં આવી છે, અને આવતી જાય છે, અને એ રીતે અનેક વિચારો વડે જનસમુહનાં મનો પ્રચલિત થયાં છે અને થતાં જાય છે; આ સર્વમાં મારા વિચાર પ્રમાણે "ગ્રંથલેખન" એ કારણ-પ્રમુખ છે. જનોની પ્રવૃત્તિ અનીતિ તરફ નહીં વળતાં, નીતિ તરફ વળે, એટલા માટે આજ પર્યંત જે જે ઈલાજો સાંપડ્યાં છે, તેમાં "ગ્રંથલેખન" સરખો એક પણ સરસ ઇલાજ નિવડ્યો નથી. ગ્રંથ જો સારા વિદ્વાન અને સ્વદેશહિતચિંતકના હાથથી લખાયો હોય, તો તેના પ્રભાવે તેના અવલોકનથી અજ્ઞાજન સુજ્ઞ બને છે, દુષ્ટજન સાધુ થાય છે, દુખી જનને આનંદના ઉભરા આવી જાય છે, મૂઢ જનને સ્થિતિ સુધારણાના ઈલાજો સૂજે છે. અર્થાત સુબોધક અને અસરકારક ગ્રંથથી નાનાપ્રકારની જન સુધારણા થયા વિના રહેતી નથી.

આ ગ્રંથ મૂળ મરાઠીમાં છે અને તે ઉપરથી ઘટતી સુધારણા કરી ગુર્જ્જર ભાષામાં બનાવી હું પ્રકટ કરૂં છું. અક્ષરસઃ ભાષાન્તર કર્યું નથી અને તેમ કરવાથી "ગ્રંથલેખન" ના

જે નિયમોનો હું અનુયાયી છું તેમાં બાધ આવતો હોવાથી પ્રિય વાચકવૃંદને વધારે પ્રિય અને બોધદાયક થઈ પડે, તેવા પ્રકારની મેં યોજના યોજી છે. હું કેટલે દરજ્જે કાર્યસિદ્ધિને પામ્યો છું, તે સમજવાનું કામ રસીક અને સદાચારી વાચકોનું છે. બાકી મારા મનનું સમાધાન થવાનો વિશેષાધાર તો ગ્રંથને ઘટતું ઉતેજન મળી શ્રમનું સાર્થક થવા ઉપર છે.

આ વાર્ત્તાના પુસ્તકમાં યમુનાનો દ્દઢ નિશ્ચય, નાનાસાહેબનું મૂર્ખપણું, વિષયાસક્તિનું પરિણામ, વિઠાજીનું બોધ દાયક ભાષણ, વાસુદેવ બળવંતનું અવિચારીપણું, સજ્જનને પરમેશ્વર કેવી રીતે સહાય કરે છે, દુષ્ટને કેવી રીતે સાસન આપે છે, અંતે પરિણામે, સજ્જન તે સજ્જન અને દુર્જન તે દુર્જન કેમ ઠરે છે, તેનું યથાશક્તિ કથન કરવામાં આવેલું છે. આશા છે કે ગુર્જ્જર પ્રજા તરફથી તેને ઘટતુ ઉત્તેજન મળશે.

વ.

# સુશીલ યમુના.

અને

## વાસુદેવ બલવંત ફડકેના બંડની ધામધૂમ.

### પ્રકરણ ૧ લું.

## પુણા શેહેર.

( ઉપચોપાઇ )

શિરપર સંકટ વાદળ ચડે, ગમગિનિ અંદર ગમ નવ પડે;
તે સમયે તારો આધાર, તુંજ ઉગારે વિશ્વાધાર.

(સંગવી.)

રાત્રીના બાર વાગ્યા હશે. ચંદ્ર ઘણોજ ઉપર ચઢયો હતો. ચાંદરડાં સ્વચ્છ પ્રકાસ્યાં હતાં. દિવસે મેહેનતમજુરી કરી કેવળ શારીરશ્રમ ઉપર નિર્વાહ કરનાર લોકોની એક એક નિદ્રા પુરી થઇ ગઈ હતી. પરંતુ ચૈની-મોજી લોકો તો અદ્યાપિ બુધવારપેંઠમાં અને શુક્રવારપેંઠમાં ફરતાં હતાં; અને તેથીજ એ બંને પેંઠો જાગૃત-હોહાટ ભરેલીજોવામાં આવતી હતી. કંદોઇ, માછી અને તંબોળીની દુકાનો અત્યાર સુધી ઉઘાડીજ હતી. શુક્રવારપેંઠમાંના કેટલાંક પાપમૂલક વિલાસમંદીરોનાં દ્વારો અદ્યાપિ ઉઘાડાં હતાં અને તેનાપર ચકના પડદાઓ ટાંગેલા હતા. એ મંદીરોમાં કોઇ ઠેકાણે સતાર, કોઇ ઠેકાણે બીન, કોઇ ઠેકાણે જલતરંગ ઇત્યાદિ વાજી રહેલાં વાદ્યોનો મધુર અવાજ સાંભળવામાં આવતો હતો, અને કેટલાંક વિલાસ મંદીરમાંતો સુસ્વર ગાયન પણ ગવાઇ રહ્યાં હતાં. શનિવાર,

સદાશિવ, નારાયણ અને કાજેલાવર ઇત્યાદિ પેઠોમાં પુષ્કળ અભ્યાસી બાળકો અદ્યાપિ જાગૃત હોવાથી આ વેળાએ તેઓની ચિત્તવૃત્તિ કેવળ અભ્યાસમાં નિમગ્ન થઇ રહી હતી. કુલીન ગૃહસ્થાશ્રમી સ્ત્રીપુરૂષો પોતપોતાના નિત્ય ક્રમમાંથી પરવારી બિછાનાપર પડી પેહેલી નિદ્રાનાસુખમાં વિશ્રાંતિ લેતાં હતાં. કેટલાંક નામાંકિત, સુધરેલા અને પોતાને વિદ્વાન કહેવરાવનારા તરૂણ ગૃહસ્થો સમવયના સુધરેલા મંડળમાં બેસી સુધારણાનો વિવેચનનો આરંભ કરતા હતા, અનેતે વખતે ત્યાં ખાવાપિવાની મોજ પણ ચાલી રહીહતી. આદિતવારપેઠ માણેકચોક અને વેતાળપેઠના વ્યાપારી લોકો પોતપોતાની દુકાનો બંધ કરી જમાખર્ચની બેરીજ મેળવવામાં અને શિલિક ગણવાના કામમાં લાગી રહયાં હતાં. રાસ્તાની પેઠ આ વખતે સામસુમ-સુનકાર હતી, અને ગણેશપેઠમાં તમાસાનો અવ્રડો હજી હમણાંજ શરૂ થયો હતો; તેથી પુષ્કળ તાલિમ બાજ લોકો અને બીજાં હલકા પ્રતિનાં ગુલહૌરી લોકો અહીં તહીં રસ્તાપર પડયા પાથર્યાં અને ચાલતાં હાલતાં જોવામાં આવતાં હતાં. જુના કસ્બામાં કહેવા જેવી કશી ગડબડ નહોતી. પરંતુ ત્યાં એક ગણપતિના દેવળમાં એક નામાંકિત હરદાસનું કીર્તન ચાલી રહ્યું હતું, ત્યાં પુષ્કળ સ્ત્રી પુરૂષો સાંભળવાને એકઠાં થયાં હતાં. મેહુણ્ણપુરાંમાં તંબાકુ ઘુંટવાની ઘણી દુકાનો હોવાથી અત્યારે કોઇ કોઇ દુકાનમાં ચાલી રહેલા ઘુંટવાના કામનો અવાજ કાનને ત્રાસ આપતો હતો. ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક છાપખાનામાં એક પુખ્ત-આધેડ મનુષ્ય પોતાના નવા વર્તમાન પત્ર માટે એકાદા લેખની સંકળના કરતો દીવા પાસે બેઠેલો હતો. અને તેની જોડની એક બીજી હવેલીમાં એક વિદ્વાન માણુસ એક અરજીનો મુસદો તૈયાર કરવામાં ગુંથાઇ,આંખે ચસ્મા લટકાવી લખતો બેઠો હતો.

શેહેરના એક મોટા રાજ્યમાર્ગપર એક ઉત્તમ છોબંધ, રંગીન, પાંચમાળની, કેવળ ઇંદ્રમંદિર તુલ્ય દીવ્ય હવેલી હતી. ત્યાં ઠેકઠેકાણે ચકચકિત કિંમતી સામાન વ્યવસ્થિતપણે ગોઠવી રાખ્યો હતો. નીચેથી તે ઉપર ત્રીજા મજલા સુધી નિરનિરાળા રંગો લગાડી આ હવેલીને સુશોભિત બનાવવામાં આવેલી હતી. અને તેમાં પુષ્કળ બિલોરી સામાન ઠેકઠેકાણે લટકાવી દીધેલો હતો. મોટા દરવાજાની અંદર પગ મુકતાંવાર ત્યાંનું ઐશ્વર્ય નિહાળી નિહાળનારનું મન કેવળ આશ્ચર્યચકિત બની રહેતુ હતું. અગાશીમાં ચારે બાજુએ ફુલઝાડોનાં કુંડાં માંડી દીધેલાં હતાં. અને અંદરની બાજુએ ખાસું શય્યા મંદિર હતું; ત્યાં મોટો છુપ્પરપલંગ હતો, અને તે પર મશ્રૂનાં બિછાનાં ઉપરા ઉપર પાથરી સફેદ મચ્છરદાનીથી તે બિરાજીત કરેલો હતો. જોડમાંજ એક શુભ્ર ચૌરંગપર કેટલાક ઉત્તમ ચકચકિત કાચના પ્યાલાઓ અને તેની પાસે બે ત્રણ લાલરસથી ભરેલી શીશીઓ દ્રષ્ટિગોચર થતી હતી. વળી સામે એક બીજા ચૌરગંપર ચાંદીના મોટા ખુમચાઓ ઉંચા પ્રકારની મીઠાઇ અને ફળમેવાથી ભરેલા જોવામાં આવતા હતા; એટલુંજ નહીં પણ તેનીજ જોડમાં એક રૂપાની ગોળી શિતળ પાણીથી ભરેલી હતી. એ ગોળીની જોડમાં એક તબકમાં સુગંધિક પુષ્પોના હાર અને તોરાઓ ભરી રાખેલા હતા અને તેથી અત્યારે તે મંદીર કેવળ સુવાસમય બની રહ્યું હતું.

પ્રિય વાંચનાર, તમે હવે મંદીરના સુંદરપણા ઉપરથી તેના માલેક વિષે કલ્પના કરતા હશો. અને કદાચ આ મંદીર જેવું તમોને સુંદર ભાસેછે, તેવું તેના ધણીનું આચરણ પણ સુંદર હશે એવી તમારા મનની ધારણા થઇ હશે પણ ઉતાવળ કરશો નહીં; ક્ષણવાર દમ ધરો. એટલે આ હવેલીનો

માલેક કેવો છે તે તમારા લક્ષમાં આવશે.

પાછળ જે વખત દર્શાવવામાં આવ્યો છે અને જે સમયની પુણા શેહેરની સર્વ સ્થિતિ વર્ણવેલી છે, તેજ સમયે એટલે રાત્રીના સુમારે બાર વાગતે ઉપરની હવેલીમાં છપ્પરપલંગની પાસે બે માણસોની બોલાચાલી થઇ. તે આ પ્રમાણેઃ—

યમુના— પણ મારો પ્રાણ જાય તો પણ આ હું પિનાર નથી, સમજ્યા ?

નાનાસાહેબ— એમ શું કહેછે? એકવાર તેનો સ્વાદ તો ચાખી જો! ખરેખર જેને અમૃત કેહેછે તે આનેજ! એકવાર પીધા પછી તેનો સ્વાદ તારા સમજવામાં આવશે!

યમુના— મેં જે એકવાર કહ્યું તે કદીપણ મિન્નમેખ થનાર નથી

નાના૦— વારૂ, વારૂ, પણ પલંગપર તો બેસ. તારા ઉભા રહેવાથી મારા પગ દુખવા લાગ્યા! તરૂણ અને સુંદર સ્ત્રીઓ બહુ માની હોય છે.

યમુના-કૃપા કરીને મને મારે ઘેર જવા દેશો તો મોટો ઉપકાર થશે.

નાના૦-આ ઘર તારૂં નથી શું યમુના?

યમુના-હા. આ ઘર મારા બાપનુંજ છે, એમ હું સમજુંછું. ખરેખર તમે મને બાપને ઠેકાણે શોભો છો નાના સાહેબ! તમારી વેણું પ્રમાણે હું તમને! વેણુંમાં અને મારા માં શો અંતર છે વારૂ?

નાના૦-એમ બોલ નહીં. વેણુંનું ભાગ્ય તારા જેવું ક્યાં છે? જો! હું દસ લાખ રૂપિયાનો માલેક; શહાણામાં શહાણો; હોંશિલામાં હોંશિલો; શોભિતામાં શોભિતો-રૂડો

રૂપાળો; અને એવો છતાં પણ કેવળ અત્યારે તારી મુઠીમાં આવી રહ્યો છું; તું વશ થા એટલા માટે તારી પ્રાર્થના કરૂં છું, એટલુંજ નહીં, પણ તારી પસન્નતા માટે હુતું જે માગે તે આપવાને તૈયાર થયો છું. તો પછી તારા ભાગ્ય વિષે તું પોતેજ કલ્પના કર! વેણુંનું ભાગ્ય તારા ભાગ્યની શું બરોબરી કરી શકશે? તે કુરૂપ છોકરી!! તેની વાત અત્યારે શા માટે જોઇએ? તે ગમે તેવી હો. તેનું તને શું કરવું છે? પણ યમુના, તું એટલી શાહાણી અને ચતુર છતાં મારા બોલવાનો તાત્પર્ય તારા લક્ષમાં કેમ નહી આવ્યો?

યમુના—લક્ષમાં શું આવવું હતું? હું કાંઇ કેવળ ઘેલી નથી. મને લાગતું હતું કે તમે જેવા બહારથી સભ્ય દીસો છે તેવીજ તમારી યોગ્યતા પણ મોટી હશે. પરંતુઃ—

નાના૦-પણ થયું શું? અમે કાંઇ કોઇને કાંધ માર્યા? માગવા જેવી વસ્તુ માણસે માગવીજ જોઇએ. ફુલનો વાસ શું નહીં લેવો? ફળ શું નહીં ખાવાં? બોલ! હવે તને જે આગળ બોલવાનું હોય તે બોલ!

યમુના-આગળ બોલવાની ગરજ નથી. તમારી યોગ્યતા હું સમજી ગઇ!

નાના૦-મારી યોગ્યતા! તેના કરતાં પણ મોટી છે, તે હાલ તુરત તારા ધ્યાનમાં આવનાર નથી. તારૂં મારૂં મન મળ્યા પછી તે તમામ તને સમજાશે.

યમુના—સાબાશ તમને, તમે એ કામમાં ગુરૂજી દેખાઓછો.

નાના૦-વધારે શું કહેવું? એજ કામમાં હું આટલી પ્રસિદ્ધિ મેળવી ભાગ્યવાન થયેલો છું. યજમાનની પણ એટલી કૃપા મારાપર શાથી છે? મુખ્યત્વે કરીને એજ કામને લીધે, સમજી?

યમુના—ધન્ય તમને, તમારા યજમાનને, અને તમારા આ ભાગ્યને! પણ કૃપા કરી મને હવે જવા દ્યો.

નાના૦—ઘડિભર થોભ. પછી ખુશી થઇને જા.

યમુના—ફરી આવીશ, પણ હમણા જવા દ્યો.

નાના૦—જે ઘડી જાય છે તે ખરી!

યમુના—આજ મારો ઘાતવાર છે.

નાના૦—પણ મારો લાભવાર છે.

યમુના—એ કામ પરમેશ્વરને ઘેર રજુ નથી.

નાના૦—પણ મારે ઘેર રજુ છે.

યમુના—આટલેથીજ શું થયું છે?

નાના૦—મારૂં પણ કહેવું એવુંજ છે!

પ્રિયવાંચનાર, આ સંવાદ ઉપરથી નાનાસાહેબ કેવા પ્રકારનો ગૃહસ્થ હતો, તે યથાર્થ રીતે તમારા ધ્યાનમાં આવી ચુકયું હશે. બિચારી ગરીબ યમુના! "હવે શું કરવું" એવા વિચારમાં ગરકાવ થઇ ગઈ, તેના હાથપગની કેવળ ઝાઝ થઇ ગઇ. તેનું તે ગૌરવર્ણી નાજુક શરીર સંતાપથી કેવળ લાલચોળ બની ગયું. "હવે શું કરવું" તે બાપડીને કશું સુજે નહીં. તે દીગમુઢ સુરખી બની રહી. "આ નરાધમ હવે આપણને છોડશે નહીં પણ મસ્તી કરશે" એમ સમજી અત્યારસુધી યુકિત પ્રયુક્તિથી ચાલી નિકળવાનો તેણે પુષ્કળ પ્રયત્ન કર્યો. પરંતુ તે તમામ વ્યર્થ ગયો! નાનાસાહેબ આ વખતે કેવળ કામાંધ થઇ ગયેલો હોવાથી યમુનાનાપર બળાત્કાર ગુજારવાના રંગમાં આવી રહયો હતો. "તેની નજરચુકવી દાદરેથી નિચે ઉતરી નાસી જવું," એવો વિચાર પુષ્કળવાર યમુનાના મનમાં આવ્યો પરંતુ તેનો તીવ્રદષ્ટિરૂપ પેહેરા હોવાથી તેણીને તેમ કરવું ફાવ્યું નહી.

જોકે નાનાસાહેબને મદ્યનો અમલ ખુબ ચઢયો હતો,

તથાપિ તે સારો-સાત્ત્વ હતો. તેના તરફ નિહાળી યમુના મનમાં બોલી; "હવે શો ઇલાજ કરવો ? હું ચંડાલણીએ તેના બોલવાપર ભરોંસો રાખી આટલી રાત્રીએ આવવું શા માટે, ઝખ મારવા!! પણ પ્રાણનાથના કંઇ ખબર મળશે, એવી આશાથી હું અત્રે આવી આ ચંડાળના હાથમાં સપડાઇ. અરરે! કેટલો અધમાધમ મનુષ્ય આ! રડયાનુ રૂપ પણ કેવું વિલક્ષણ! અને વાંચ્છના તો કેવળ મૂર્તિમંત નરકજ! દુષ્ઠ તારૂં ખરેખર નસંતાન જશે. પરસ્ત્રીને ભુલથાપ આપીને પોતાના ઘરમાં લાવી ફસાવવી, એનાજેવું નિંધકર્મ કરનારા નરાધમને ચંદ્ર સૂર્યનું તેજ તપતાં સુધી નરકકુંડમાં પડી રહેવું પડે છે. રડયા, મારા પતિપ્રેમને લીધે હું તારે ઘેર આવી તારા હાથમાં સપડાઇ, નહીંતર વળી શાની તારા હાથમાં આવું ? હાય હાય! કેવો સંકટ સમય આજ આ મારાપર! હવે શું કરૂં ? પાંખ હોત તો ક્યારનીએ ઉડી ગઇ હોત! આ વખતે જો ધરણીમાતા દુભાગ થઈ જગ્યા આપે તો હું અંદર સમાઈ જવા તૈયાર છું. પરંતુ આ નિર્દય માણસના ઘરની આ ભુમિ! તેને પણ મજ અનાથ અબળાની દયા ક્યાંથી આવે? બીજો એક ઉપાય એજ રહ્યો છે કે મોટેમોટેથી આરડાઆરડ કરી બુમરાણ પાડી મુકવું, જેથી ઘરનાં તથા આડોશી પાડોશી લોકો જાગૃત થઇ મને આ દુષ્ટના હાથમાંથી છોડાવે! પરંતુ એમ કરતાં છતાં પણ મારો છુટકો થવો મુશ્કેલ છે! એના ઘરનાં તમામ માણુસો તેના જેવાંજ સમજવાં. અને આડોશપાડોશનાં મનુષ્યોનો આ ઘરમાં પ્રવેશ થઈ શકે તેમ નથી. તથાપિ આરડાઆરડ કરતાં માણુસો એકઠાં થયાં તો તેઓ મને સહાયજ કરશે તેની ખાત્રીશી ? ઊલટાં તેઓ મારીજ આબરૂપર તરાપ મારેતો

પછી ઈલાજ શો? કરણ, હું જાણીબુજીને મધ્યરાત્રીના સુમારે આ દુષ્ટના વિલાસમંદિરમાં આવી ચઢી છું. હું પ્રિય પતિના શોધને માટે, પ્રિયપતિના કંઇ સમાચાર મલશે એવા હેતુથી આ દુષ્ટના ઘરમાં એકલી આવી છું, એવું મારૂં બોલવું લોકોને ખરૂં લાગશે કે? ઉલટા લોકો હસશે માત્ર! શોરબકોર કરવામાં સાર નથી કારણ તેથી તો લોકો ઉલટાં મનેજ દુષણ આપશે તેમાં કશો સંશય નથી. લોકો એમ કહેશે કે, પ્રથમથીજ જો એના (મારા) મનમાં કાંઇ દુષ્ટ હેતુ ન હોત તો તે એટલી મોડી રાત્રીએ નાનાસાહેબને ઘેર આવી શા માટે? હવે–પાછળથી કેઇ કારણથી નાનાસાહેબને અને તેણીને વાંધો પડયો હશે અને એટલાજ માટે તે બુમરાણ પાડી નાનાસાહેબપર આરોપ મુકવા તૈયાર થઇ છે! વાસ્તવિક મારૂં અત્રે આવવાનું શું કારણ છે, અને હું કેવી ભુલથાપથી અત્રે આવી ફસાઇ પડી, તે લોકો શી રીતે જાણી શકનાર? કદાચ હું પતિજ્ઞા પૂર્વક લાગણીથી ખરી હકીકત કહી સંભળાવું તો પણ મારૂં બોલવું સત્ય છે એવું તે ઓના મનમાં કદાપિ આવે તેમ નથી. આ રડયો દુષ્ટ શ્રીમંત હોવાથી લોકો તેની તરફેણમાં બોલશે. આખા શેહેરમાં ટીકા થશે મારી! અને ઘરનાં સર્વ માણસો આ હકીકતપરથી મારા હાલહવાલ કરવામાં મણા રાખશે નહીં." એવા પ્રકારના અનેક વિચારથી યમુનાનું મન અત્યારે મોટા ગોંધાળમાં પડી ગયું હતું.

પ્રિયવાંચનાર, આ પ્રમાણે આપણી સુશીલ યમુનાના મનમાં હજારો વિચાર આવ્યા અને ગયા. છેલે તેણીને એકવાર એમ પણ લાગ્યું કે, અહિયાં આ દરવાજાના ઉંબરાપર જોરથી એવું તો માથું પછાડવું કે લાગલોજ કપાળમોક્ષ થઇ પ્રાણ નિકળી જાય!!! પરંતુ એટલામાં

તેણીને એક બીજો સારો ઉપાય સુજ્યો. તે એજ કે, "અસત ભયંકર સંકટ પ્રાપ્ત થયું કે તરત અનન્યભાવે પરમેશ્વરની પ્રાર્થના કરવી. એટલે ભકતને તે તેમાંથી મુકત કરે છે, આ જ પર્યંત દયાળુ પરમેશ્વરે ખરા ભકતની કદીજ ઉપેક્ષા કરેલી નથી." એવી દેવભકત લોકોની પુષ્કળ કહાણીઓ યમુનાના જાણવામાં હતી. અને તેની પરમેશ્વરપર પુર્ણ શ્રદ્ધા અને આસ્થા હતી. પરમેશ્વર પ્રત્યેના વિશ્વાસને લીધે તેને અત્યારે દુઃખમુકત થવાનો છેલ્લો અને સરસ ઉપાય પ્રભુ પ્રાર્થનાનો સુઝયો તેમાં વિશેષતા સરખું શું કહેવાય?

છેલે તેણે તેજ પ્રમાણે કર્યું. આંખો મીંચી મનમાં પરમેશ્વરનું સ્મરણ કર્યું. "આ પ્રસંગે હવે શું કરવું" તે તેણીને તત્ક્ષણે માલુમ પડયું. પ્રાણ આપવાનો વિચાર જતો રહી તેને અધિક ધૈર્ય પ્રાપ્ત થયું. અને તે એ દુષ્ટ માણસ સાથે પુનઃ બોલવા લાગીઃ—

યમુના–કેમ નાનાસાહેબ, મને જે કામ માટે અત્રે બોલાવી આણી, તે કામનો તો કશો પત્તો લાગતો નથી, તો શું મારે એમને એમજ પાછું જવું કે?

નાના૦–નહીં નહીં, એમ બનેજ કેમ? જે કામને માટે તને બોલાવી આણી છે, તે તારૂં કામ કીધા શિવાય તને એમનેએમજ આ ગૃહસ્થ કેમ પાછી જવા દેશે?

યમુના–મને શા માટે બોલાવી આણી?

નાના૦–આનંદની વાત કહેવા સારૂ.

યમુના–કઈ વાત?

નાના૦—હું તારાપર ઘણોજ ખુશ થયો છું, એ આનંદની વાત તને કહી સંભળાવવા માટે, એટલુંજ નહી, પણ એ આનંદ પ્રત્યક્ષ તને પ્રાપ્તકરી આપવા માટે તને અહીં

સાંભળાવવામાં આવી છે. હવે બરોબર સમજી કે નહી?

યમુના–શું? મને મારા સ્વામિના સુમાચાર કહી સંભળાવવા માટે તમે બોલાવી નથી?

નાના૦–હા. તેમ પણ ખરૂં. તારો ધણી વાસુદેવ બળવંત ફડકેની દુષ્ટ ટોળીમાં હોવાથી, છેલ્લે સિપાઈલોકોની ઝપા ઝપીમાં આવવાથી મરણ પામ્યો છે. આ ખબર મને ખાત્રીલાયક મળેલા છે.

યમુના–અને મને પણ તેજ તમે કહી સંભળાવનાર?

નાના૦–મોટા આનંદથી! પ્રિયે, તારા સરખી સુંદર ચંપાકળીને તે કૌવચ સરખો પતિ શોભતો હતો કયાં? બેશક તારા લગ્ન વખતે લાકડે માંકડું વળગાડવામાં મોટી ભુલ થયેલી હતી. પણ પરમેશ્વરે જલદીથીજ કૃપા કરી તેને મરણ આપ્યું છે; અને મારા સરખા વિલાસી અને શ્રીમંત મનુષ્યના સહવાસમાં સુખોપભોગ લેવા માટે તારી યોજના કરેલી છે. ખરૂ કહીએ તો આ શું આનંદની વાત નહીં કહેવાય?

યમુના–(દુ:ખ અને સંતાપથી લાલચોળ બની) રડયા તારા મ્હોંડામાં લાલબાઈ કાં સળગી ઊઠતી નથી! દુષ્ટ, આટલો વખત મેં તને સંભાળી લીધો પણ હવે તને સ્પષ્ટ કહું છું કે તારા બોલવાનો કદી પણ આદર થનાર નથી. પાતકી, અધમાધમ-ચંડાળ! ફરીને એવી વાત મ્હોમાંથી કહાડ જોઊં!! મુર્ખા, પૈસાના મદમાં છાકટો થયો છે કાં? છેલ્લે કીડા પડશે શરીરમાં! પરસ્ત્રીપર પાપદ્રષ્ટિ કરવાથી આજ પર્યંત કેટલા મોટા માણસોનું સત્યાનાશ વળી ગયું એ તને માલુમ નથી શું? અરે! તારી કન્યા જેવી હું; અને એમ છતાં મારા જેવી અનાથ અબળાપર તું પાપ વાંચ્છના રાખે છે? તને શરમ કેમ આવતી નથી? ચંડાળ, તારી દુષ્ટ વાંચ્છના

ની કંઇ સીમા છે કે નહી? ધન્ય તને અને તારાં માબાપને! તને જન્મ આપ્યો પણ પ્રમાણ!! જ્યારે સંસ્થાનનો સ્વતંત્ર કારભાર તારા હાથમાં હતો, ત્યારે તો તેં કેટલાંએ પાપ કર્મો કર્યાં હશે તે કોણ જાણે! ખબરદાર! આગળ આવ્યો છે તો! આ માથું અને આજ ઊંબરો! સ્ત્રીહત્યાથી નથી ડરતો નરાધમ!!

ઉપરનું બોલવું સાંભળતાંવાર નાનાસાહેબ કેવળ સ્તબ્ધ બની ગયો અને યમુનાપર બળાત્કાર ગુજારવાનું તેનું ધૈર્ય ડગુમગુ થઇ રહ્યું! "હવે શું કરવું," એવા વિચારમાં તે કેવળ ઘેલા જેવો બની ચિત્ર સરખો મુંગો ઊભો રહ્યો. હજારો વિચાર તેના મનમાં આવવા જવા લાગ્યા. છેલ્લે તેણે પોતાના મનનો નિશ્ચય કર્યો કે "જે થવાનું હોય તે થાઓ! પરંતુ આ મારી પ્રિય યમુનાનું એકવાર દૃઢ આલિંગન લીધા શિવાય મારો જીવ શાંત થનાર નથી." એવો વિચાર કરી તે જેવો યમુનાના શરીર તરફ દો'ડે છે તેવામાં "આગ લાગી આગ!" એવો પોકાર તેના કાનપર અથડાયો. ક્ષણવાર થઇ નહીં એટલામાં ચો તરફ મોટો શોરબકોર થઇ રહ્યો. ખડખડ ભડભડ પાણીના બંબાઓ રસ્તાપરથી વેગબંધ જવા લાગ્યા. અને તેનો ધ્વનિ સાંભળવામાં આવ્યો. ચોતરફ "દો'ડો દો'ડો!" "મોટી આગ, મોટી આગ!" એવો એક સરખો ઘોંઘાટ મચી રહ્યો. પુષ્કળ લોકો અહીંથી તહીં અને તહીંથી અહીં દોડતાં આવતા જવા લાગ્યાં. આવી એક સરખી ગડબડ અને ધાંધલને લીધે, "શું થયું, ક્યાં આગ લાગી, બહાર શો ઘોંઘાટ છે" તે નિહાળવા માટે નાનાસાહેબ યમુનાના અંગપર હુમલો કરવાનું વિસરી જઇ દોડતો દાદરેથી ઉતરી નિચે આવ્યો અને રસ્તાપરનાં લોકોને આગ લાગ્યાની હકીકત પુછવા લાગ્યો. કોઇ તેને પુરતી હકીકત કહેવાને

શોભતું નહોતું. આ પ્રમાણે તે ત્યાં ગુંથાયલો હોવાથી લાગ સાધી આગળ પાછળ નહિં નિહાળતાં યમુનાએ એક બારીમાંથી એક ઘરના છાપરાપર કુદકો માર્યો. અને જેમતેમ કરી નિચે રાહદારી રસ્તાપર ઉતરી પડી મુઠીઓ વાળીને નાસવા લાગી !

આ પ્રમાણે આ પ્રસંગે યમુનાના પાતિવ્રત્યનું ચમત્કારિક રીતે સંરક્ષણ થયું. અને બીજું એવું સ્પષ્ટ જણાઈ આવ્યું કે, "સર્વે મનોવિકારમાં કામ પ્રમુખછે અને તેની આગળ કોઈનું પણ ચાલતું નથી." એવું જે કોઇ બોલે છે તે કાંઇ ખરૂં નથી-હડહડતું જુઠું છે.

---

## પ્રકરણ ૨ જું.

## મોટી ભયંકર આગ.

(ભુજંગી પાદ.)

અકસ્માત થાનાર તે તો થવાનું.

(રામદાસ) (ભા૦)

વિશ્રામબાગની હવેલીને આગ લાગી, એ ખબર જ્યારે શેહેર આખામાં પસરી રહી, ત્યારે જે ગડબડ અને ધાંધલ ઉડી રહી અને શેહેરમાં જે સર્વત્ર ભયંકર દેખાવ થઈગયો તેનું વર્ણન કરવું કઠણ છે. સર્વ રસ્તાપર માણુસોની એક સરખી દોડાદોડ થઇ રહી. ને જે ઘરની બાહાર નીકળ્યું તે તે તુરત વિશ્રામબાગ તરફ દોડવા લાગ્યું. કોઇ પોતાની ઉંચી અગાશીપર, કોઈ પોતાની હવેલીના ઉંચા માળપર અને કોઇ તો ઉંચાં વૃક્ષોપર ચઢીને વિશ્રામબાગનું છેવટનું દર્શન લેવા લા-

આ. શેહેરમાંનાં એકેએક માણુસોની ઉંઘ ઉડી ગઇ. આ બાળવૃદ્ધ સર્વે "વિશ્રામબાગની હવેલી, વિશ્રામબાગની હવેલી!" એમ બોલી દુઃખોદ્દગાર કહાડવા માંડયાં. જુનાં શહાણાં લોકોનાં ચક્ષુવાટે અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. પરંતુ તેઓનું શાંત વન થવાનું ચિન્હ કાંઇજ દેખાતું નહોતું. ઉત્તરોત્તર અધિકાધિક આગ સળગવા લાગી. જ્વાળાની ગતિ મેઘમંડળ સુધી જઇ પહોંચી, આસપાસનાં ગામડાં ગોહડાંમાં સમાચાર જઇ પહોંચવાથી ત્યાંનાં લોકો પણ ભયચકિત બની ગયાં.

વિશ્રામબાગને આગ લાગ્યાની વાત પ્રથમ કોઇને ખરી લાગી નહી. પરંતુ થોડાજ વખતમાં સર્વનો એ સંશય દૂર થયો. આગની આજુબાજુ ચારે રસ્તાપર માણુસોની એટલી તો ગર્દી થઇ રહી કે, માણુસો ચગદાઈ-ગુંગળાઇ મરવાનો પ્રસંગ પણ આવી પહોંચ્યો! દસ લાખ મશાલના કરતાં પણ અધિક પ્રકાશ સર્વત્ર પડી રહ્યો હતો. પરંતુ ગોટાગોટ ધુમાડાએ સર્વે દિશા બંધ-અંધકાર કરી મુકી હતી. માણુસ માણુસને ઓળખી શકવા જેવું પણ રહ્યું નહોતું. બાળકને કેડપર બેસાડી હજારો સ્ત્રીઓ વિશ્રામબાગ તરફ દોડી ગઇ! તેઓને પોતાના ઘરબારનું પણ ભાન રહ્યું નહી. "વિશ્રામબાગને આગ લાગી!" એવા વર્તમાન સાંભળતાંવાર લોકો ગભરાઇ એટલાં તો ઉતાવળે દોડયાં કે પોતાનાં ઘરબાર ઉઘાડાં રહેવા દઇ ઉઘાડેજ માથે નાઠાં! વધારે શું કહેવું, કેટલાકોને પોતાના શરીરપરનાં વસ્ત્રોનું પણ ભાન રહ્યું નહી. અર્ધે રસ્તે દોડી ગયા બાદ શુ આપણે ઉઘાડાં છીએ, એવી તેઓને સ્મૃતિ આવી. દોડતાં દોડતાં પુષ્કળ જણાની કાછડી પાટલી છુટી ગઇ અને તેથી મશ્કરીખોર છોકરાંઓ ખડખડ હસવા લાગ્યાં. પુષ્કળ બુઢાંઓએ તો દોડતાં દોડતાં અર્ધે રસ્તેજ વિશ્રામબાગને સાષ્ટાંગ

નમસ્કાર કર્યા!! તેઓ જમીનપર પછડાઈ પડયાં !!

કેટલોક વખત ગુજર્યા બાદ પાણીના પુષ્કળ બંબાઓ આવી પહોંચ્યા. મિસ્તર ડાનિયલ સાહેબ સુપ્રીન્ટેન્ડેન્ટ પુષ્કળ લોકો સાથે ત્યાં જઈ પહોંચ્યા. લશ્કરમાંના કાળાં ગોરાં લોકોએ આવીને સખ્ત મેહેનત કરવા માંડી. સેંકડો બંબામાંથી પાણીનો પર્જન્ય એક સરખો વરસવા લાગ્યો. ગામમાંનાં સભ્ય, સુશિક્ષિત અને બીજાં સર્વે લોકો શકયનુસાર વિશ્રામબાગની છેવટની સેવા કરવા લાગ્યાં. પુષ્કળ લોકોને પેશવાઇનું સ્મરણ થવાથી તેઓ હીબકાં ભરી રડવા લાગ્યાં. પેશવાના ઐશ્વર્યની આ એટલીજ નિશાની માત્ર પુણા શેહેરમાં રહી હતી, તેપણ આ જ પરમેશ્વરની ઇચ્છાથી નાશ પામી, પેશવાઇ આજ ઠાર બુડી ગઇ, પેશવાનું નામ આજ પુણા શેહેરમાંથી હા,હા, બોલતાં !આપણા દેખતાં. અસ્ત થવા લાગ્યું, એ નિહાળી સર્વે લોકો દુ:ખીત બની હાયહાય કરવા લાગ્યા!

પુષ્કળ યુરોપિયન અમલદારો પણ પોતાની મડમો સહિત આવીને વિશ્રામબાગને કીંવા પેશવાના નામને આખરની સલામ કરવા લાગ્યા. ઉપરાઉપર ભયંકર રણશિંગાનો અવાજ તો થયાંજ કરતો હતો. અને તેથી સર્વત્ર શુન્યતા ભાસવા માંડી. આ પ્રમાણે વિશ્રામબાગ બળીને ખાખ થવા આવી છે અને ત્યાંનાં સઘળાં લોકો ભયંકર અવસ્થામાં છે,એટલામાં બીજી બાજુએ વળી એવું પોકારણ પડી રહ્યું કે બુધવારની હવેલીને આગ લાગી! પછી પુછવું શું? આખું પુણા શેહેર દુ:ખ સમુદ્રમાં બુડી ગયું. આજની રાત જેવી એક પણ ભયંકર રાત પેશવાઇના અમલ પછી પુણા શેહેરમાં ગુજરી નહોતી.

હાયહાય! કેવી તે ભયંકર રાત્રી!!! આખા શેહેરનાં

લોકોજ આ વખતે ગભરાયાં એમ નહીં; પણ એકદમ એ-
કજ રાત્રીએ બંન્ને ઇતિહાસ પ્રસિદ્ધ રાજમંદીરને આગ
લાગેલી જાણી રાજ્યકર્ત્તા ગવરનરસાહેબ વગેરે સર્વ નાનામ્હો
ટા અમલદારો પૂર્ણ આશ્ચર્યચકિત બની, તેઓના હાથપગનું
અવસાન કેવળ જતું રહ્યા જેવું થયું. આજ પુણાશેહેરમાં
કાંઇ પણ વિલક્ષણ રાજકીય ફિતૂરનો રંગ ઝામેલો હોવાથી
આગળ જતાં મામલો ભયંકર થશે કે શું? કંઈ બલવો
ઉઠશે કે શું? એવા પ્રકારનો ભય સર્વકોમાં ઉત્પન્ન થયો.
બંદોબસ્ત માટે અને સાવચેતી માટે અહીંથી ત્યાં સુધી અ
ને ત્યાંથી અહીં સુધી રાજકીય ટેલિગ્રાફની બહુજ ધાંધલ
ઉડી રહી અને શેહેરમાં સ્થળે સ્થળે ચોકી પોહોરાનો બંદો
બસ્ત થવા. લાગ્યો.

"આ આગ શી રીતે લાગી, કોણે લગાડી, અને શા માટે લગાડી," એ હકીકત સમજવાને જો કે આ વખતે કશો માર્ગ નહોતો, તથાપિ ઘણુંકરીને લોકોનું તથા સરકારી અમલદારોનું અનુમાન એવુંજ હતું કે "આગ લગાડવાનું કામ બંડખોર અને રાજદ્રોહી વાસુદેવ બળવંત ફડકેએજ કર્યું. હશે." કેટલાએક ગપ્પીદાસોએ વળી આ વખતે એવો બુમાટો ઉઠાવ્યો કે "આજની રાત્રીએ વાસુદેવ બળવંત ફડકે પોતાના સોબતિયો સહિત પુણા શેહેરમાં દાખલ થયો છે. અને તે પોતે ગણેશખિંડી જઇને નામદાર ગવરનર સાહેબના બંગલાને ઘેરો ઘાલનાર છે." કોઇ બોલતું "તે લશ્કરાપર હલ્લો કરનાર છે." સ્ત્રીઓમાં તો વળી એવા પ્રકારની ગપ ચાલવા લાગી કે "આવતી કાલે પુણાશેહેર વાસુદેવ બળવંત લુંટનાર છે." કેટલાકો કહેવા લાગ્યા, "વાસુદેવ બળવંત પોતે કાંઈ શેહેરમાં આવ્યો નથી; તેણે માત્ર પોતાનાં ફિતૂરી માણસો

શેહેરમાં મોકલાવી તેઓની મારફત તેણે આગ લગાડવાનું કામ કર્યું છે." કેટલાકો વળી એવી પણ ડીંગ ચલાવવા લાગ્યા કે, "પુણેથી છ સાત માઇલપર વાસુદેવ બળવંત ફડકે મોટું લશકર લઇ પડાવ નાંખી પડેલો છે."

સારાંશ આજની રાત્રીએ શેહેરનાં સઘળાં લોકો ગભરાઇને નાનાપ્રકારની કલ્પના કરવા લાગ્યાં હતાં. વાસ્તવિક જોઇએ તો તેમ કરવામાં લોકોનો કશો અપરાધ નહોતો; કારણ આ પ્રસંગે શેહેરનોજ એવો ભયંકર દેખાવ થઇ રહ્યો હતો. વધારે શું બોલવું, પુણાશેહેરની ગરીબ પ્રજા ભયભિત બની ગઈ તેમાં કાંઇ મોટું આશ્ચર્ય માનવા જેવું નથી; પરંતુ આ પ્રસંગે તો નામદાર સરકાર પણ ડરી ગઇ હતી. નામદાર સરકારને પણ એમ ભાસવા લાગ્યું કે "આજ પુણા શેહેર અમારા હાથમાંથી જવા માંડયું કે શું!!" વળી "ઘણું કરીને વાસુદેવ બળવંતના ફિતૂરમાં પુણાના વજનદાર અને વિદ્વાન લોકો કદાચ સામેલ હશે." એવો કેટલાક સરકારી અમલદારોને શક પણ ઉપજ્યો. સરકારનો કે તેમના અમલદારોનો વેહેમ કેવળ નિરર્થક હતો અને લોકોની ગભરામણ પણ વ્યર્થ હતી. કારણ, બુધવારના રાજમંદીરના અને વિશ્રામબાગની હવેલીના આગપ્રકરણમાં તે દુષ્ટ વાસુદેવ બળવંતનો કશો સંબંધ નહોતો. રાજ-દ્રોહી વાસુદેવરાવ તે દહાડે પુણામાં મુંદલ નહોતો, અને પુણામાં કોઇપણ સભ્યલોક તે દુષ્ટને અનુકૂળ થયા નહોતાં. માત્ર "કાગનો વાઘ" અજ્ઞાની લોકોના તર્કશાસ્ત્રાપરથીજ થઇ પડયો હતો. તથાપિ ભયંકર દેખાવ ઉપરથી લોકોને ગભરાવાનું સબળ કારણ હતું અને નામદાર સરકારના મનમાં પણ ભીતિ ઉત્પન્ન થવા સબળ કારણ મળ્યું હતું? તેમાં સંશય, નહીં.

બુધવારની હવેલીમાંનાં કાગળ પત્રો અને સામાનસુમા ન કાઢવાને પુષ્કળ લોકોએ પુષ્કળ શ્રમ કર્યો; પરંતુ કશો ફાયદો થયો નહી. તેજ પ્રમાણે લાઇબ્રેરીમાંનાં અમૂલ્ય પુસ્ત કોનો સંગ્રહ પણ કેવળ બળીને ખાખ થઇ ગયો!! કેટલી મોટી હાનિ આ! પરંતુ જ્યાં વીશલાખ રૂપિયાની ઇમારતનું ભોજન અગ્નિને થયું, ત્યાં કાગળપત્રો અને પુસ્તકોની ગણ્ત્રી કે બિસાદ શી!

આ પ્રસંગે જે.પરોપકારી લોકોએ મેહેનત કરી, તે સર્વમાં જોકે મેજર ડૅનિયલસાહેબ પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબનો પરિશ્રમ વખાણવા યોગ્ય હતો. તથાપિ એક બીજા માણસે તેમના કરતાં પણ અધિક–શરીર જીવની દરકાર નહીં રાખતાં અથાગ શ્રમ કીધો હતો. તે માણસની હોંશિયારી, ચાલાકી અને શ્રમ બીજા કોઇના ખ્યાલમાં ગડબડને લીધે આવ્યાં નહીં, તો પણ તે માણસપર આરંભથી તે છેવટ સુધી આપણા દીર્ઘ-દૃષ્ટિના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ડૅનિયલ સાહેબની નજર હતી. એ માણસ વર્ણમાં કાળો, પણ પાણીદાર અને સતેજ ચેહેરાનો અને ઉમરમાં આશરે પચીશ વર્ષનો તરૂણ હતો. માથા પર અક્કડબાજ પીન લગાડેલી કાળી બનાતની ટોપી, અંગમાં ઇંગ્રેજી રીતનો કાળી બનાતનો કોટ, પગમાં સફેદ પાટલુન અને પગની પાનીથી ઠેઠ ઢીચણ સુધી ચઢાવેલા બુટ, કપાળમાં સફેદ ચંદનનું ગોળ ટીલું અને કાનમાં પાણીદાર ત્રણ મોતીની છેલકડી વગેરેદ તેનો બહારનો ઠાઠમઠ જોવામાં આવતો હતો. શિવાય હાથમાં એક લાકડી હતી પરંતુ એટલેથીજ તે ઘણોજ દીપાવડો, સ્વદેશાભિમાની અને ચાલાક–તીવ્રવૃત્તિનો જણાતો હતો. તેના દિવ્યપણા ઉપરથી "આ કોઇ મોટો અમલદાર હોવો જોઇએ" એવું તે વખતે સર્વના મનમાં

આવ્યું! પરંતુ આ અવસર મહા ભયંકર ગડબડનો હોવાથી "આ અમલદાર તે કોણ" તે વિષે ડાહયા -વિચારવંત પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ડાનિયલ સાહેબ શિવાય બીજા કોઈએ ચોકસી કરી નહીં.

જોકે આ વેળાએ મોટી ગડબડ ચાલી રહી હતી, તો પણ ડૅનિયલ સાહેબનું અને તે ગ્રહસ્થનું પરસ્પર બોલવું ચાલવું થયું. અને છેવટે ડાનિયલ સાહેબે પોતાના ખિસામાંથી એક નાનકડી નોટબુક કહાડી તેનું નામ, ગામ વગેરે લખી લીધું? "આ. ગ્રહસ્થની એટલી અગત્ય, આવા ધાંધલને સમયે ડાનિયલ સાહેબને શી હતી કે તેનું નામ ઠામ લખી લીધું?" એવી શંકા, અત્રે અમારા પ્રિયવાંચનારને ઉત્પન્ન થવાનો સંભવછે, એટલા સારૂ તે વિષે થોડુંએક લખી આ પ્રકરણ સમાપ્ત કરીએ.

અગ્નિ પૂર્ણ જોસમાં આવી તેની જ્વાલા ગગનમંડલને ભેદી નાંખવા માંડી, ધુમાડો એટલો થયો કે કોઇ કોઇને ઓળખી શકે નહી. આવે પ્રસંગે શૂરા ડાનિયલ સાહેબ આગ ઓલવવા માટે લોકોને ઉશ્કેરતા હોહા કરી અગ્નિમાં ધુસ્યા હતા. તેણે પોતાના જીવ તરફ નિહાળ્યું નહીં. એક સરખો અશ્રાંત શ્રમ કીધા કર્યો. ડાનિયલ સાહેબનીજ પેઠે જીવપર ઉદાર થયેલો; અમારો આળખીતો ગૃહસ્થ, જેને માટે હમણાજ અમે કહી સંભળાવ્યું તે પણ ત્યાં જોડમાંજ અતિ શ્રમ કરતો હતો. એટલામાં એવો વિલક્ષણ બનાવ બન્યો કે, ડોનિયલ સાહેબ જે જગોએ ઉભા રહી આગ ઓલવવાની ખટપટ કરતા હતા તેની ઉપર હવેલીનું એક સાગનું પીઢિયું-સુમારે વીશપચીશ હાથ લાંબુ અને બે ત્રણ હાથ પહોળું, એકદમ ઉપરથી નિચે તૂટી પડવા લાગ્યું. સાહેબ બહા

દૂરનું લક્ષ આવેગાએ તે તરફ નહોતું. તેઓનું ચિત્ત બીજી તરફ હતું. પરંતુ ઉપર કહેલા ગૃહસ્થનું લક્ષ તાબડતોબ તે તરફ ગયું. "કડકડકુડુકુડુ" કરતું પિઢિયું જેવું માળપરથી છુટું થઇ ડાનિયલસાહેબપર તથા આપણાપર હવે ક્ષણવારમાં પડશે એવું સમજવામાં આવતાંવાર, તત્ક્ષણે તેણે ચપળાઇ કરી, તે પોતે એકલો નહાસી ગયો નહીં, પરંતુ પાછળથી આવી, કશું નહી બોલતાં, તે ડાનિયલ સાહેબને પાછળથી બાથ ભીડી જડપથી ઉચકી લઇ, એવો તો નાઠો કે બહાર રસ્તાની સડકપર ઉભો રહયો અને પછી સાહેબને નિચે ઉતાર્યા. એ ગૃહસ્થ સાહેબને ઉચકી જેવો દોડયો કે પાછળ 'ધડાંગધબ" એવો મોટો અવાજ થઇ પિઢિયું નિચે જમીનપર પછડાઇ પડયું!

આ સર્વ પ્રકાર નિહાળી થોડીવાર સાહેબ ચકિત થઇ ગયા; પરંતુ આગળ થોડાજ કાળમાં તે સર્વ હકીકત તેના જાણવામાં આવી અને પછી તેણે તે ગૃહસ્થનો ઘણો ઘણો આભાર માની પાછળ કહ્યા પ્રમાણે તેનું નામ ઠામ પોતાની "સ્મરણ વહી" માં લખી લઇ, "ફરીને મારે બંગલે અવશ્ય મને મળજો" એવું આગ્રહથી તે માણસને કહ્યું અને પછી અન્ય કામકાજે વળગ્યા.



## પ્રકરણ ૩ જું.

# વાસુદેવ બળવંત ફડકે.

(આર્યાર્ધ.)

ધર્મ ન્યાય વિરોધે કોઇનું પણ ન ઇષ્ટ થાવાનું;

(મોરોપંત) (ભા૦)

પૂર્વ દિશા પ્રફુલ્લિત થઇ. આરંભમાં સર્વત્ર લાલ પ્રકાશ દેખાવા લાગ્યો. નાનાપ્રકારનાં પક્ષીઓ આનંદમાં આવી ગાયન ગાવા લાગ્યાં, અને તેમાંનાં કેટલાંકતો "કિલબિલ કિલબિલ" શબ્દો ઉચારવા લાગ્યાં. ઇંદ્રાયણી નદી ઉપરનો મંદ અને શીતલ વાયરો શિપાઈ લોકોના અંગપર લાગવાથી રાત્રીએ જેઓ ઉઘાડા ઉંઘાયલા હતા, તેઓ અર્ધા જાગૃત થયા સરખા બની, અંગપર કપડાં ઓઢવા લાગ્યા. કોઈતો પોતપોતાના બિછાનાપર ઉઠી બેઠા. પ્રાતઃકાળના સમયે જોડના ડુંગરાનો દેખાવ ઘણોજ સુંદર–રમ્ય જણાવા લાગ્યો. એજ ડુંગરમાં ઇંદ્રાયણી નદીનું મૂળ હતું. તેનો ડુંગરમાંથી આવતો ધોધબંધ પ્રવાહ દૂરથી બરફ સરખો ચમકવા લાગ્યો. માલની ભરેલી બળદની ગાડીઓ રાત્રીએ મુકામ કરી રહેલી હતી, તે આગળ રસ્તો કાપવા માટે હળવે હળવે એક પછી એક સડકપર ચાલતી થઇ. પગથી ચાલનારા પ્રવાસીઓ માર્ગ કાપવા લાગ્યા. ઇંદ્રાયણી નદીના પેલા કાંઠાપર જોડમાંજ એક નાનું ગામડું હતું–તેમાંનાં સ્ત્રીપુરૂષો હાથમાં નાંનાંમોટાં વાસણો લઇ નદીપર આવવા જવા લાગ્યાં. ડુંગરાની તળેટીમાં ઇંદ્રાયણી નદીના મૂખ પાસે એક ભવ્ય શિવાલય હતું; તેનો સોનેરી કળસ દૂરથી અતિશય ચમકવા લાગ્યો, ખેતરો નિરનિહાળાં ધાંન્યના છોડોથી વિરાજીત થયેલાં હોવાથી પ્રાતઃ

કાળમાં તેના ચિત્ર વિચિત્ર રંગની શોભા એવી તો મનોહર દીસતી હતી કે જાણે રંગ બેરંગી ગાલીચોજ ચોતરફ પાથરી દાધો છે !

એવા પ્રકારનો રમણીય-સુંદર પ્રાતઃકાળ જાણી આપણા હોશિયાર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને તે દહાડે ઘણોજ આનંદ ઉપજયો, અને તેના અંગમાં વિજયશ્રીનો વાયરો ફુંકાવા લાગ્યો. એજ અવસરે તેણે તૈયારી કરી કુચ કરવાની અગમચેતીરૂપ બ્યુગલ વગાડયું. બ્યુગલનો નાદ થતાં વાર ઉંઘાયલા સર્વે સિપાઇ લોકો બ્હેબાકળા ઉતાવળે ઉઠી પોતપોતાની તૈયારી કરવા લાગ્યા. બ્યુગલ વાગ્યા પછી એક કલાકની અંદર તે લોકો પોષાક વગેરે પેહેરી કમર કસી તૈયાર થયા. તેજ પ્રમાણે ઘોડેસ્વારો પણ તૈયાર થઇ રહ્યા. બ્યુગલ વાગતાં પેહેલાં એક જંગલી મનુષ્યે સાહેબને એવા ખબર આપ્યાહતા કે "સામેની ટેકરીની પેલી બાજુએ સુમારે એક મૈલપર જે એક ઘાટી ઝાડી આવેલી છે ત્યાં વાસુદેવ બળવંત ફડકે પોતાના સાથીઓ સહિત રાત્રીએ પડાવ નાંખી પડયો છે, અને હજી બે કલાક સુધી તે ત્યાંજ રહી પછીથી ઉપડી જનાર છે." આ બાતમીના આધારે ડાનિયલ સાહેબે તૈયારી કરી હતી. જંગલી મનુષ્યના કહેવા પ્રમાણે ખરેખરજ વાસુદેવ બળવંત ફડકે ત્યાં આવી રહ્યા હતો. તે આ વખતે સ્નાન કરી શિવપૂજા કરવા સારૂ એક સુંદર વૃક્ષતળે સ્વચ્છ કાળા પથ્થરપર બેઠો હતો. તેના હાથપર માટીનું પાર્થીવ લિંગ હતું અને આંખો મીંચી તે તેનું ધ્યાન કરતો હતો. સર્વાંગે શુભ્ર ભસ્મ લગાડેલી હતી. તેણે જટા અને ડાઢી વધારેલી હતી. જે જગ્યાપર તે બેઠો હતો, તે જગ્યા આજના સુંદર પ્રાતઃકાળને સમયે ઘણીજ રમણીય દીસતી હતી. તેની સાથે

નો સરંજામ તો એટલોજ હતો કે સો દોહોડસો માંગ અને રામોશી લોકો, આઠદસ ઘોડા, સુમારે ત્રીશ ચાળીશ નાનાં ટટુઓ અને સામાન લાધવા લાયક થોડાએક બળદો; એ શિવાય હથિયારો માત્ર પુષ્કળ હતાં. પચાસ સાઠ માણસો પાસે સરસ બંદુકો હતી અને તેઓ બંદુક મારવાના કામમાં ઘણાજ હોશિયાર હતાં. પચીસ ત્રીસ માણસો પાસે તલવાર અને બરછી–ભાલાં હતાં અને બાકીનાં માણસો પાસે છરી, કટાર, તીરકામઠાં, ગોફણ ઇત્યાદિ કિરકોળ હથિયારની સારી ભરતી હતી. સ્વતઃ વાસુદેવ બળવંત ફડકે પાસે એક તલવાર ઘણીજ ઉમદા હતી. અને તે શિવાય તેની પાસે એક સરસ પટ્ટો અને "ચેક" નામની બે ગોળીની અત્યુત્તમ પિસ્તોલ હતી. તે પોતાના હથિયારોને કદી પણ છુટાં કે રેઢાં મેલતો નહોતો. અત્યારે જોકે તે શિવપૂજા કરવા બેઠો હતો તથાપિ તેનાં હથિયારો તેની પાસેજ હતાં.

ઉપર કહ્યા પ્રમાણે વાસુદેવ બળવંત ફડકે સ્નાન સંધ્યા કરતો બેઠો હતો. તેનાં તમામ માણસો નિરનિરાળાં કામમાં ગુંથાઇ ગયાં હતાં. તેઓએ આગલી રાત્રીએ જોડના એક ગામડામાં ખાતર પાડયું હતું. ત્યાંથી પુષ્કળ દ્રવ્ય મળેલું હોવાથી તેની વ્યવસ્થા કરવા સારૂ કેટલાક આગેવાન લોકો અત્યારે ગુંથાયલાં હતાં. કોઇ શૌચ મુખમાર્જનાદિ કામમાં રોકાયલાં હતાં. આ મંડળીમાં રામોશી લોકો પૈકી ત્રણ મુખ્ય સરદાર હતા અને વાસુદેવ બળવંત ફડકેની કૃપાની તેમાં વળી હમણાજ બે ત્રણ સરદારોનો ઉમેરો થયો હતો. કેટલાક લોકો મરાઠા પણ હતાં અને વાસુદેવ શિવાય બીજા બે બ્રાહ્મણો હતા. તેમાં એક વાસુદેવરાવનો રસોઇયો હતો અને બીજો મંત્રી એટલે પ્રધાન હતો.

વાસુદેવરાવનો સઘળો ખજીનો સર્વ રામોશી લોકોને સ્વાધિન હતો, અને તેનાપર ખજાનચી પણ એક રામોશીનેજ ઠરાવવામાં આવ્યો હતો. ખજીનો મુકવાની જગ્યા ડુંગરામાં કરી રાખેલી હતી. પરંતુ ખર્ચ કહાડતાં ડુંગરામાં પુરી રાખવા જોગ નાણાંનો સંગ્રહ હજી તેની પાસે થવા પામ્યો નહોતો. વાસુદેવ બલવંત ફડકે શરીરે ઉંચોકદાવર પણ પાતળો હતો. તેનો સ્વભાવ ગુસ્સા વાળો, ચિડખોર, ઉદાર અને ગહેનતુ હતો. તે ઘણોજ અભિમાની, શ્રદ્ધાળુ, શિવોપાસક અને દત્તભક્ત હતો. નાનપણથી સ્વદેશાભિમનનો પવન તેના શરીરમાં ગુપ્તપણે રમતો કુદતો હતો. અને હવે તો તે પુર્ણપણે બહાર આવી પ્રસિદ્ધ થયો હતો. નાનપણથી કસરત તથા તાલીમ બાજીનો અભ્યાસ તેને બહુજ પ્રિય થઇ પડેયો હતે; તે સ્વતઃ ઘણોજ ઉત્તમ રીતે પટો રમી શકતો હતો, અને નિશાણપર તેને ઉત્તમ પ્રકારે મારતા આવડતું હતું. ઘોડાપર બેસવાનો પણ તે ઘણોજ અભ્યાસી હતો. તેને ઇંગ્રેજી ભાષા ઉત્તમ પ્રકારે આવડતી હતી અને થોડો વખત એક સરકારી ઓફિસમાં ચાકરી પણ કરેલી હતી, પરંતુ જ્યારે આગળ જતાં સ્વદેશાભિમાનનો પવન અને તેના દુર્દૈવનો પવન તેના અંગમાં એકત્ર થયાં, ત્યારે તેનું બળ ઘરમાં બેસી રહી વાસુદેવરાવથી સહન થઇ શક્યું નહીં. છેલ્લે તો એટલું થયું કે તે પોતાનું ઘરબાર, સ્ત્રી બાલકો અને ચાકરી ધંધો તજીને દુષ્ટ રામોસી અને અત્યંત નીચ માંગ લોકોની સોબતમાં તેનો રાજા બની ખુલ્લી રીતે બંડખોર બન્યો.

"વિનાશ કાળે વિપરીત બુદ્ધિ!" એ કેહેણી પ્રમાણે વાસુદેવરાવનું થયું. બિચારો હતો તો ઘણોજ હોશિયાર અને બુદ્ધિમાન, પરંતુ કર્મગતિથી દુષ્ટોની સોબતમાં જઇ મળ-

વાને લીધે તેનું પરિણામ ઘણુંજ નઠારૂં આવ્યું. તેનામાં જે ઊત્તમ ગુણો હતા તે તેણે જો સારાં કાર્યમાં વાપર્યા હતે તો "બંડખોર" એ ભયંકર નામ તેને કદી પણ પ્રાપ્ત થાત નહીં! સવારે સુમારે આઠ વાગવા આવ્ય હતા. સૂર્યનો કોમળ તાપ ડુંગરામાં થોડો થોડો પડેલો હતો. વાસુદેવરાવે જ્યાં પડાવ નાંખ્યો હતો, તે જગ્યા સહ્યાદ્રિ પર્વતમાં હોવાથી ઘણી રમણીય હતી, ત્યાંથી પાંચ માઇલપર રેલવે સડક આજ ડુંગરમાંથી થઇને આગળ વધેલી હતી; આ જગ્યા "ખંડાળાનો ઘાટ." એ નામથી આજ પણ ઓળખાયછે. વાસુદેવરાવનાં કેટલાંક માણસો ડુગરનાં શિખરપર ચઢી દુર દેખાતો દેખાવ નિહાળતાં હતાં ત્યાંથી નિચેનો પ્રદેશ ઘણોજ વેગળે સુધી મનોહર દેખાતો હતો.

આવી અવસ્થામાં વાસુદેવરાવની છાંવણી છે, તેવામાં આપણા હોશિયાર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની સ્વારી ત્યાં જઇ પહોંચી. પછી જુઓ છો શું? પરસ્પર નજર એકત્ર થતાં વાર બને બાજુઓએથી એક સરખો શોરબકોર થઇ રહયો. પ્રથમ પોલીસ લોકો તરફથી બંદુકોનો મારો ચલાવવામાં આવ્યો. લાગલાંજ સામાવાળાઓએ પણ બંદુકોના બહાર કરવા માંડયા ત્યારબાદ બંને પક્ષ મરણીયા બની લઢવા માંડયા. વાસુદેવરાવ જલદીથી ઘોડાપર સ્વાર થઇ ગયો અને તેણે પોતાની પિસ્તોલ ઝાલવાનો આરંભ કર્યો. હિરોરામોશી, તાત્યોરામોશી, ગણ્યોમાંગ ઇત્યાદિ સામાવાળાના સરદારો ઘણીજ બહાદૂરીથી લડયા. તલવારો વચમાં વચમાં વિજળીની પેઠે ચમકારો મારતી હતી. ગોફણ અને તીરકામઠાનો પણ વરસાદ વરસી રહયો હતો. આ ઝપાઝપીમાં બીજાં કિરકોળ હથિયારોએ પણ ઠીક ભોગ

લેવા માંડયો હતો.

કેટલાક બંડખોર ડુંગરાપર ચઢી ત્યાંથી પથ્થરાનો વરસાદ વરસાવવા લાગ્યા. વાસુદેવરાવની અને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની સ્વારી જ્યારે સામસામી આવી બંન્નેની દૃષ્ટી એકત્ર થઇ, ત્યારે વાસુદેવરાવે લળીને સાહેબ બહાદૂરને પોતાના તલવારવાળા હાથે ઘણીજ અદબથી સલામ કરી, એ નિહાળી સાહેબ બહાદૂરે પણ ટોપી ઉતારી બહુ અદબથી તેની સલામ લીધી.

મિસ્તર દાનીયલ સાહેબ ઘણોજ મોટા મનનો માણસ હતો. તે માણસની યોગ્યતા બહુ બારીકીથી સમજતો હતો. તેનો સ્વભાવ સરળ, હોંસિલો અને મિલનસાર હતો. તે ઘણો જ ચિડખોર પણ હતો, પરંતુ તેનું મન બિલકુલ કપટી ન હોતું. તે પોતે શૂરો હોવાથી શુરા લોકોને ઘણોજ ચાહતો હતો. વાસુદેવરાવ નિચ લોકોની સોબતમાં જઈ નીચ થયો એટલા માટે દાનિયલ સાહેબને બહુ માઠું લાગ્યું. કારણ જો તેમ થયું ન હોત તો એવો બળવાન અને શૂરો પુરૂષ મોટી યોગ્યતાએ પહોંચવાનો સંભવ હતો અને એવું મત સ્વતઃદાનિયલ સાહેબનું હતું.

સુમારે બે ઘડી પર્યંત ઊભયપક્ષે જોસબંધ લડાઇ એક સરખી ચાલુ રહી; પરંતુ આખરે સરકાર પક્ષના લોકો આગળ બંડખોર લોકો ફાવી શકયાં નહીં. તેઓ હળવે હળવે પાછા હઠતાં હઠતાં ડુંગર પાછળ ઉતરી ન્હાસી ગયાં. રસ્તો અવઘડ ભરેલો હોવાથી પોલીસ લોકો તેની પાછળ પડી શકયા નહીં. વળી તે બંડખોર લોકો જ્યાં રસ્તો મળ્યો ત્યાં નિરનિરાળા નહાસી ગયેલા હોવાથી તે તેઓની યુક્તિ પ્રથમથીજ પોલીસલોકોના જાણવામાં આવી નહી.

પરંતુ જ્યારે થોડો વખત ગુજાર્યા બાદ તેઓનો એક પણ માણસ ડુંગરપર જણાયો નહીં, ત્યારે પોલીસો જાગૃત થયા-ચેત્યા! પરંતુ પાછળથી તેનો કશો ઇલાજ રહયો નહોતો. કારણ બંડખોરો અકેક નિરનિરાળા અવઘડ ભરેલે રસ્તેથી અવઘડ ભરેલી જગ્યામાં નહાસી ગયા હતા. તથાપિ સાહેબ-બહાદૂરે બહાદૂરીથી દસબાર લોકોને જીવતાં પકડી પાડયાં અને વાસુદેવ બળવંતનો કેટલોક સામાન પણ કબજે કરી લીધો.

આ ધાંધલમાં વાસુદેવરાવ કયારે અને કયે રસ્તે થઇને નહાસી ગયો તે કોઈના પણ સમજવામાં આવ્યું નહીં. પાંચસાત ઘાયલ થયેલાં માણસો ત્યાં પડેલાં હતાં તેઓને ડોળીમાં નાંખવામાં આવ્યા. એ શિવાય બીજાં ત્રણ મુડદાં સાં પડયાં હતાં. તેમાંના એકનું તો સમુળગું માથુંજ નહોતું. તે શોધી કહાડવા માંટે સાહેબે ત્યાં ઘણોજ શોધ કીધો પણ તે હાથ લાગ્યું નહીં. તેથી તે પ્રેત કોનું હશે, તે બાબત મોટી ભ્રાંતિ પડી. આ પ્રેતના ગળામાં જનોઇ હતી અને તેના શરીરનો રંગ ગોરો હતો અને પેહેરેલું ધોતિયું બ્રાહ્મણના જેવું હતું. આટલાં ચિન્હો પરથી સાહેબબહાદૂરને લાગ્યું કે "આ પ્રેત બ્રાહ્મણ જતીનું છે તેમાં કશો સંશય નહીં. સાંપડેલાં જીવતાં લોકોને તે બતાવવામાં આવતાં તેઓએ કહ્યું કે એ પ્રેત બ્રાહ્મણજાતિનું-વાસુદેવરાવના કારભારીનું છે.

ઉપર લખેલા પ્રેતની એ હકીકત ખરી હતી. કારણ ખરેખર તે પ્રેત બ્રાહ્મણ જાતીનું હોઇને વાસુદેવના એક મિત્રનુંજ હતું. તેનું મસ્તક ગળેથી કોઇ તલવારથી છેદી લઈ ગયું હતું. તે મુકામ કોઇ કાપી ગયું કે લડાઇના જંગમાં કોઇની તલવારનો સપાટો લાગવાથી ઉડી ગયું, તેનો નિર્ણય કરવાનું કામ બહુ કઠણ હતું. સાહેબને એ મુડદાની વધારે હકીકત

જાણવાની જરૂર હતી. એટલે તે મૃત્યુ પામેલો માણસ કોના કૂળનો, કયા ગામનો, એનું નામઠામ શું, વગેરે માહિતી મેળવવાની અત્યાવસ્યકતાહતી. પરંતુ આ સ્થળે તે માહિતી મળી ચુકી નહીં. અને એટલા માટે એ ત્રણે મુડદાં પણ ડોળીમાં નંખાવી જખમી મી ઘાયલ થયેલાં તથા પકડેલાં માણસોને પણ પોતાના રસાલાને સાથે લઇ ડોનિયલસાહેબ ત્યાંથી પુણે જઇ પહોંચ્યો.

પુણામાં આવીને તેણે બનેલી હકીકતનો વાસ્તવિક રીપોર્ટ નામદાર સરકાર તરફ લખી મોકલાવ્યો; જખમી લોકોને ઑસપિતાલમાં મોકલાવ્યાં અને વાસુદેવનો હાથ લાગેલો સરંજામ વિશેષ ચોકસી કરવા માટે સરકાર જપ્તિમાં રાખ્યો. બ્રાહ્મણ શિવાય બીજાં બે મડદાં હતાં, તેની વ્યવસ્થા પણ રીતિ પ્રમાણે કરવામાં આવી. પરંતુ બ્રાહ્મણનું મુડદું કેટલોક વખત જેમનું તેમ રહેવા આપી તે કોણનું છે, એ સમજવા માટે સાહેબ બહાદૂરે તાબડતોબ આખા શેહેરમા ઢંઢેરા પિટાવી સ્થળે સ્થળે જાહેરનામાં ચોડાવ્યાં અને એ શિવાય એ મુડદાનો તપાસ કરવા માટે તેણે બીજી પણ કેટલીક ખટપટ કરી જોઇ.

---

## પ્રકરણ ૪ થું.

# સુશીલ યમુના.

(આર્યાર્ધ)

વહુએ નિજ શુભમાટે સાસુ કેરાં સદા વચન રહેવાં
(એક જુનો કવિ.)

પેહેલા પ્રકરણમાં દૃષ્ટિએ પડેલી આ પણીસુશીલ યમૂનાએ છાપરાપર કુદકો મારી સરિયાંમ રસ્તાપર આવ્યા પછી તે બા-

પડીનું શું થયું, તે કોની સ્ત્રી અને કોની કન્યા હતી, અને તે દુષ્ટ નાનાસાહેબના મંદિરમાં શી રીતે આવી ફસી, ઇત્યાદિ વર્ત્તમાન સમજવા માટે પ્રિયવાંચનારને અત્યાતુરતા થઇ પડી હશે એ ઉઘાડું છે. અને એટલા માટેજ આ ભાગમાં તે વિષે થોડુંએક લખવું જોઇએ, યમુનાનું પિયર પૂર્વે કોકણમાં આવેલા એક ગામમાં એક પ્રસિદ્ધ કૂળમાંનું હતું અને હમણા કેટલાંએક વર્ષ થયાં તેનો બાપ પુણામાં આવી રહેલો હતો. તેનું નામ વિનાયકરાવ હતું, વિનાયકરાવ હાલની સુધરેલી સંદીના પ્રભાવથી ઠીક સંસ્કારિક બનેલો હતો. અને વળી તેવામાં આગળ જણાવેલા શ્રીમંત નાનાસાહેબનો આશ્રય મળેલો હતો; જો કે નાનાસાહેબ તરફથી પ્રતિ મહિને નિમેલા ત્રીશજ રૂપિયા મળતા હતા. તોપણ નાનાસાહેબની ઇચ્છાનુસાર વર્ત્તવાથી પગાર શિવાય તેને પ્રસંગોપાત સેંકડો રૂપિયાનો લાભ મળતો હતો. નાનાસાહેબના પ્રત્યેક કાર્યની મસલતમાં વિનાયકરાવ હોયજ. વિનાયકરાવ શિવાય નાનાસાહેબને ગળે પાવળું પાણી પણ ઉતરતું નહોતું. નાનાસાહેબ કેવા પ્રકારનો માણસ હતો, તે પેહેલા પ્રકરણ ઉપરથી પ્રિયવાંચનારના સમજવામાં આવ્યું હશે. અને એટલામાટે તે વિષે અત્રે દ્વિરૂક્તિ કરવાનું કશું પ્રયોજન નથી; ટુંકામાં કહીએ તો 'તે કેવળ દુર્ગુણોનો મૂર્તિમંત ભંડાર હતો।

નાનાસાહેબની કારકીર્દિમાં એક સંસ્થાન મધે મોટો બખેડો થયો. અને તેની સોબતથી ત્યાંનો એક રાજવંશી માણસ કેવળ બગડી ગયો. એવો બૂમાટો ઉઠવાથી આખરે આપણા આ નફટ પરાક્રમી–બહાદૂર નાનાસાહેબને સંસ્થાન છોડી પુણાશેહેરમાં આવી રહેવું પડયું. તથાપિ તેનો અને સ્વસ્થાનના રાજાનો જે સ્નેહ સંબંધ હતો, તેમાં કદીજ વિઘ્ન

આવ્યું નહીં. જ્યારે નાનાસાહેબ પુણામાં આવી રહયો ત્યારે સાક્ષાત્ કુબેર બનીને આવ્યો હતો, અર્થાત તે પૈસાનો લાટ મારીને આવ્યો હતો અને તેમાં વળી તેના પરમપ્રિય શ્રીમંત મિત્રની મદદ વખતોવખત મળતી ગઇ.

નાનાસાહેબની ઉમર અત્યારે સુમારે વનવીશી ( પચાસ પછીના વર્ષ(માં જઇ પહોંચી હતી. તેને એકજ કન્યા હતી! તે વયમાં જોકે સાધારણ હતી તોપણ તેનો સ્વભાવ ઘણોજ સાલસ હતો. તેનું નામ વેણું હતું. નાનાસાહેબની સ્ત્રી ગોપિકાબાઇ વયમાં પુખ્ત દશાએ પહોંચેલી હતી અને તે ઘણી સદ્ગુણી અને સાધ્વી સ્ત્રી હતી. પરંતુ નાનાસાહેબને તેની સાથે મળતી રાશ આવતી નહોતી.

આગળ કહેલો વિનાયકરાવ આપણા આ પુસ્તકના પ્રધાન્ય પાત્રનો બાપ થાય. આ ગૃહસ્થ પણ ઊમરમાં વનવાશીએ પહોંચેલો હતો. તેને ત્યાં પાંચ છ બાળકો થઇ ગુજરી ગયા બાદ છેલ્લે આપણી સુશીલ યમુના જન્મ પામી. પરંતુ દુર્દૈવે કરીને તે બાપડીને માતાનું સુખ વધારે વખત લાભકારક નિવડી શકયું નહીં. તેની માતા ઘણીજ સુસ્વરૂપ, સદ્ગુણી નીતિસંપન્ન અને વિદ્વાન હતી. એટલું છતાં પરમેશ્વરની તે મહાન ભકત હતી. તે નાનપણથીજ સુસંગતિમાં ઉછરેલી હતી. અને અનેક પ્રકારના સુબોધદાયક પુસ્તકો તેના વાંચવામાં આવવાથી તે ઘણીજ બહુશ્રૂતબનેલી હતી. હિંદુધર્મ, જનધર્મ, સીખધર્મ, મહમંદીધર્મ, ખ્રિસ્તીધર્મ—એ સર્વ ધર્મની માહિતગારી મેળવી ધર્મ સંબંધે અને ઇશતત્વ સંબંધે તેનું એક નિરાળુંજ મત ઉભું થયું હતું. એવી એ વિદ્વાન અને સદ્ગુણસંપન્ન સ્ત્રી વિનાયકરાવ સરખા બગડેલા માણસના નસિબમાં વધારે દિવસ કયાંથી રહી શકે? ઈશ્વર જલદીથી તેને

એ અપવિત્ર માણસનો સહવાસ છોડાવી અક્ષય સુખમાંલઇગયો ! તેના મૃત્યુ સમયે સુશીલ યમુનાની ઉમર માત્ર બાર વર્ષની હતી. મરણ સમયે આલોકમાં મન ગુંથાઇ રહેવા જોગ તેને માત્ર એકજ વસ્તુ- તે આપણી યમુના હતી. અને એટલા માટે તેણે પોતાની લાડકી યમુનાને પોતાની પાસે બોલાવી છાતી સરસી દાબી. માતૃ પ્રેમની બલિહારી ! તેણે પોતાની પુત્રીને પોતાના આખર સમયે અગાધ અશ્રુપાત કરી છેવટની નવરાવી ! માતુશ્રુની એવી છેવટની ભયપ્રદ સ્થિતિ અત્યારેજ યમુનાનાં લક્ષમાં આવી. અને હવે આપણી પ્રિય મા તુશ્રી આપણુને કદાચિત તજી જશે, એમ જાણી તે બાપડી ધુસકે ધુસકે રડવા લાગી. સુરસ્વતિ બાઇએ એટલે યમુનાની માતુશ્રીએ યમુનાને પોતાના પ્રેમાશ્રુથી છેવટનું સ્નાન કરાવ્યું, ઉપરાઉપર ચુંબનો લીધાં. યમુનાએ પણ માતુશ્રીને અથાગ અશ્રુપાતથી ભીજવી નાંખી,

પ્રિયવાંચનાર, તમારામાંના કોઇને માતુશ્રીના પ્રેમની કિંમત માલુમ છે કે નહીં ? આ જગતમાં વિચારણીય જેટલી વાતો છે, તેમાં આપણી પ્રિયમાતુશ્રીની યોગ્યતા પેહેલે દરજ્જે વિચાર કરવા સરખી છે. હશે; યમુનાએ પોતાની પ્રિયમાતુશ્રીના ગળામાં હાથ નાખી પુછ્યું,- "મા ! તું હવે મને અહીં એકલી મૂકી જાનારને ? તારા શિવાય આ જગતમાં કોણ મારૂં રહ્યું છે ? તારી પાછળ હું હવે અનાથ દુખણી બનનાર ! બાપાનો સ્વભાવ કેવો છે તેનો અનુભવ મારા કરતાં તને વધારે છે. પરમેશ્વરે મને એકાદો ભાઇ કે બેહેન પણ આપ્યાં નથી. મા હવે તું મારો હાથ કોના હાથમાં સોંપી જઇશ ? દુર્દૈવે કરીને મારા સાસરિયાંનાં માણસોનો પણ કશો ઢંગધડો નથી ! મુખ્ય જેની સાથે નાનપણમાં મારૂં લગ્ન

કરી આપ્યું છે તે સ્વામિ પણ સુસ્વભાવનો અને સદાચારી મને જોઇ આપ્યો નથી! તે આટલી નાની ઉમરમાંજ પોતાના દુર્ગુણોનો પ્રકાશ જગતમાં પાડવા લાગ્યો છે. વારૂ! બીજાં ઘરનાં વડીલ માણસો છે, તે પણ સારાં વિચારશીલ હોવાં જોઇતાં હતાં! પરંતુ તેઓ પણ મારા ફુટેલા નસીબને ગમ્યાં નથી. ત્યારે હવે મા, તારી પાછળ કોના આશ્રય તળે મારે જઇ રહેવું? ! મને તો લાગે છેકે તારી સાથે જો મને લઇ જવાનો નિશ્ચય કરીશ તો સોના કરતાં વધારે પીળું થશે!" એટલું બોલી યમુના ડુસકાં ભરીને મોટેથી રડવા લાગી.

સરસ્વતિ બાઇ જોકે આ વખતે આજારથી કેવળ અશકત બની રહેલી હતી, અને તેનો અંતકાળ આવવાને માત્ર બે ત્રણ કલાકનોજ માત્ર અવકાશ હતો, તથાપિ તે પ્રભુકૃપાથી સારી શુદ્ધિપર હતી. મરણ સમયે વાચા બંધ થાય છે, બુદ્ધિ ભ્રંશ પ્રાપ્ત થાય છે, સનેપાત લાગુ પડે છે, શરીરશુદ્ધિ રહેતી નથી અને એ વગેરે અનેક પ્રકારની દુઃસ્થિતિ મનુષ્યના પાપાચરણથી અંતકાળે ઘણાઓને પ્રાપ્ત થાય છે, પરંતુ તેવી કોઇ પણ પ્રકારની માઠી સ્થિતિ યમુનાની માતુશ્રીને પ્રાપ્ત થઇ નહોતી. તેણે આ વખતે યમુનાને છાતી સરસી ચાંપી પુષ્કળ સુબોધક વાકયો કહી સંભળાવ્યાં, અને તેના મનનું બહુ બહુ પ્રકારે સમાધાન કર્યું. તેણે પોતાની લાયકવાઈ કન્યા યમુનાને પોતાના મરણ અવસરે જે ઉપદેશ આપ્યો તેની મુખ્ય મતલબ અત્રે કહી સંભળાવવી ઘણીજ અગત્યની થઇ પડશે.

"કન્યાના લગ્ન બાળપણમાં કરવા એ મહા ઘાતક કામ છે, એમ મેં તારા લગ્નવખતે તારા બાપને ઘણી વાર કહેલું હતું; પરંતુ તેઓએ કશું સાંભળ્યું નહીં. તારા ઘર

સંસારની સારી આશા રાખવામાં આવતી નથી તેનું મુખ્ય કારણ તારા બાળલગ્ન શિવાય બીજું એકે નથી. પણ હવે તેનો કશો ઇલાજ રહયો નથી. વાસ્તવ પરમેશ્વરપર સંપૂર્ણ ભરોંસો રાખી તે દીનદયાળ મહાપિતાની નિત્યનિત્ય અનન્ય ભાવે પ્રાર્થના કરી, યમુને, તું તારા આયુષ્યના દહાડા પુરા કર. પ્રભુની ઇચ્છા પ્રમાણે તારા સંસારની જે સ્થિતિ થવાની હશે તે થશે. જે જે સ્થિતિમાં ઇશ્વરેચ્છાએ તને રહેવું પડે તે તે સ્થિતિમાં તું સદા સંતોષમાં રહેજ્યે. પરમેશ્વરપર અને તારા પોતાના જીવપર રીસાઇ તુ કદી પણ હઠ કરતી નહીં. ભકતની સારી માઠી સ્થિતિ પ્રભુ પોતાના અનંત ચક્ષુથી હમેશાં નિહાળતો રહેછે. માણુસને સુખ કિંવા દુઃખ પ્રાપ્ત થવાનો આધાર ઇશ્વરેચ્છાપર છે. અને ઇશ્વરેચ્છા સારી કે માઠી થવી, તેનો આધાર માણુસના સારાં કે ખોટાં આચરણપર છે. આ પ્રમેય સારી રીતે ધ્યાનમાં રાખી તું તારી સ્થિતિ સંભાળી લઇશ એટલે પ્રભુ અંતે તારૂં રૂડુંજ કરશે, તેમાં કશો સંશય નહીં."

એ પ્રમાણે સુશિક્ષિત માતાએ પોતાની સુશિક્ષિત કન્યાને ઉત્તમ ઉપદેશ આપ્યો અને પોતાની પાસે પોતાનાં અતિપ્રિય સારાં સુબોધક પુસ્તકોનો જે સંગ્રહ હતો તે પોતાની લાડકી કન્યા યુમનાને સ્વાધિન કર્યો. એ ઉપરાંત બીજી જે જે સારી વસ્તુઓ પોતાની પાસે હતી, તે તે યુમનાને આપી ફરીથી એકવાર તેને છાતી સરસી દાબી તેનું પ્રેમથી ચુંબન લીધું. આ વખતે ઉભય-માતા કન્યાની જે પ્રેમ સ્વરૂપ સ્થિતિ બની રહી તેનું વર્ણન કરવું શબ્દશકિતની પેલી બાજુએ છે।

માતુશ્રી મરણ પામ્યા બાદ યમુનાની ખબર અંતર અને સારવાર ગોપિકાબાઇએ લીધી. તે સ્ત્રી સજ્જન હતી, એ આ

ગળ કહેવામાં આવેલું છે. યમુનાની માતુશ્રી અને ગોપિકાબાઇ નો ઘણોજ સારો જીવશ્ચકંઠશ્ચ સ્નેહ હતો, અને એવાજ પ્રકારનો સ્નેહ હવે ગોપિકાબાઇએ યમુનાપર રાખવા માંડયો. યમુનાની તે ઘણીજ ફિકર રાખતી હતી. ગોપિકાબાઇ બહુજ પ્રેમ બતાવતી હોવાથી યમુનામાંથી માતુશ્રીની યાદદાસ્ત આસ્તે આસ્તે ભુંસાવા લાગી. યમુના એક બે વાર સાસરે ગઇ પરંતુ તેની સાસુ એટલી તો કજીયાદલાલ હતી કે ત્યાં માત્ર એક દિવસ કહાડવો યમુનાને વર્ષ પ્રમાણે થઇ પડતો હતો. યમુના પોતાની સાથે કેટલાંક સુંદર સુબોધક પુસ્તક સાસરે જતી વખતે સાથે લઇ ગઈ હતી. તે ત્યાં ગયાબાદ તેની સાસુએ ચુલામાં નાંખી સળગાવી મુકયાં! યમુનાનો ભરતચિત્ર ભરવાનો કેટલોએક સામાન હતો તેપણ તેની સાસુજીએ એક ભિખારણને આપી દીધો ! ચિત્રો અને સુદરરંગનાં ફુલો આળેખવાનો યમુનાને ઘણો શોખ હતો પરંતુ સાસુબાઇએ તેનો તે ધંધો બંધ કરી નાંખ્યો. યમુના કોઇ વખતે લખતી વાંચતી બેસે કિંવા સારમંડળ વાદ્યની પેટી લઇ તે વગાડતી બેસે તો તેની દુષ્ટ સાસુ એટલીતો ગુસ્સે થાય કે કંઇ કહેવાની વાત નહી! આવી રીતે બે ત્રણવાર સાસરે ગયાં છતાં યમુનાને કોઇએ સુખનો એક શબ્દ પણ આપ્યો નહી, તો પછી બાકીના સુખો મળવાની વાતજ શી કરવી!

યમુનાનું સાસરિયું પુણાથી દસબાર ગાઉપર એક ગામડામાં સારી પેદાશવાળી અને શ્રીમંત સ્થિતિમાં હતું; પરંતુ સાસરિયાંનાં માણુસો સુશિક્ષિત નહોતાં યમુનાનો વર કેટલોક વખત પુણામાં રહી મરાઠી અને ઇંગ્લીશ અભયાસમાં ઠીક હોશિયાર થયો હતો, તે દેખાવમાં દીવ્ય, સુંદર અને કૃષ્ણવર્ણનો હતો. તે સ્વતઃ બુદ્ધિમાન હતો, પણ ખરાબ સોબતથી

બગડી ગયો હતો. તેની ઉમર લગ્ન વખતે બારવર્ષની હતી પરંતુ હાલ તે વીશવર્ષની ઉંમરે પહોંચ્યો હતો. તેની પત્નિયમુના લગ્ન વખતે આઠ વર્ષની હતી અર્થાત્ હાલ તેની ઉમર સોળ વર્ષની થઇ હતી, ગંગાધરરાવ કરતાં યમુના ઘણીજ બુદ્ધિમાન, વિદ્વાન અને સુશિક્ષિત હતી એ પાછળની હકીકતથી પ્રિયવાંચનારાઓના લક્ષમાં સારી રીતે આવ્યું હશે. યમુનાનું રૂપ ઘણુંજ સુંદર હતું. પરંતુ તે રૂપજ તે બાપડીને ઘણીવાર સંકટમાં નાંખનાર થઇ પડયું!

ત્રણચાર વર્ષ થયાં યમુનાને સંસાર સંબંધી બાબતોની સમજ પડવા લાગી હતી. કયા કારણથી, તે ખુલ્લી રીતે કહી શકાતું નથી. પરંતુ હવે તેને સ્વામિપર ઘણીજ પ્રીતિ કરવાનું મન થયું હતું. આ વર્ષમાં જ્યારે તે સાસરે હતી, ત્યારે તેના મનમાં પોતાના સ્વામિને એકજવાર પણ એકાંતમાં મળવાની ઇચ્છા ઉત્પન્ન થઇ હતી. પરંતુ તેની જંગલી સાસુએ તેવો અવસર આવવા દીધો નહીં. એટલુંજ હીં, પણ યમુનાનો સ્વામિ ઘરમાં છતાં તેને કદીજ યમુનાની દૃષ્ટિયે પણ પડવા દીધો નહીં. સામિનું પ્રત્યેક કામ—એટલે તેને સ્નાન કરવા પાણી આપવું, તેને જમવા પીરસવું, તેને સુવાને બિછાનું નાંખી આપવું ઇત્યાદી કામ પોતે પંડે કરવાનું યમુનાના મનમાં ઘણીવાર આવતું હતું. પરંતુ તેની સાસુની તમામ કામ યમુનાની નણંદ પાસે કરાવતી હતી અને યમુનાની અને તેના સ્વામિની નજરાનજર પણ થવા દેતી નહોતી. યમુના છાનીછુપની પોતાના સ્વામિ સાથે કદી પણ બોલી શકે નહીં, એટલા માટે સાસુજીએ નણંદ અને દેરાણી જેઠણીનો તેનાપર સખ્ત પહેરો રાખેલો હતો. યમુનાને પડોશની સ્ત્રીઓ સાથે પણ બોલવાની સખત મનાઇ કરવામાં

આવી હતી. કદાચ એકાદી પડોશણ યમુના સાથે એકાદ શબ્દ બોલે અને તે સાસુની દૃષ્ટિએ પડે, તો તે પડોશણ સાથે લડીવઢીને તેની ખોડ કહાડી નાંખતી હતી. યમુના સ્વરૂપે એટલી સુંદર અને ગુણમાં એટલી ઉત્તમ છતાં તેની કર્કશા સાસુબાઇને પસંદ પડતી નહોતી, એ કેટલુ મોટું આશ્ચર્ય સમજવું !

યમુનાનું સાસરિયું આવા નમુનાનું હોવાથી યમુના જોકે ઉમર લાયક થઇ હતી તથા ગંગાધરરાવ પણ સમજણો અને રીતિ પ્રમાણે યોગ્ય ઉમરનો થયો હતો, તથાપિ યમુના અને ગંગાધરરાવનો જનરીતિ પ્રમાણે અદ્યાપિ પર્યંત મુદલ મેળાપ થયો નહોતો ! અને એજ કારણથી યમુનાના સાસરિયાંનું જે અનુહિત થયું તે અમર્યાદ હતું. યમુનાની સાસુ આખો દાહાડો વિનાકારણે યમુનાનો મત્સર કરતી હતી. પરંતુ યમુના તે માટે સાસુજીની સામે કદી પણ એક શબ્દ સુદ્ધાં ઉંચે સાદે બોલી નથી. તે બાપડી સાસુ તરફનું તમામ દુઃખ મુંગે મ્હોડે સહન કરતી હતી. તેના મનમાં એવો વિચાર હતો કે, "એક વખત મારા સ્વામિનો અને મારો મેળાપ થયા શિવાય આ સર્વ બાબતોનો કદી પણ નિવેડો આવનાર નથી. આ સર્વ બાબતો ધૈર્ય ધર્યા વિના અને યુક્તિથી ઇલાજો કીધા શિવાય સુધરવાની નથી."

યમુના એવી મતલબથી તે સર્વ દુઃખ સહન કરી રહી હતી. પરંતુ છેલ્લે આ વખતે પણ તેના મનનો હેતુ પાર પડયો નહીં. એક દહાડો કેકૈયા સાસુબાઇ તેનાપર એટલા તો ગુસ્સે થયાં, કે તેણે એવું પણ સ્પષ્ટ કહી સંભળાવ્યું જે "અમારે તારી મુદલ જરૂર નથી! તું હમણાને હમણાં તારા

પિયર તરફ ચાલતી થા. તું પિયરમાં જઇશ ત્યારેજ હું અન્ન લઇશ. ત્યાં સુધી અન્ન લેનાર નથી!" એટલું બોલી તેણે લાગલુંજ એક ભાડાનું ટટુ મગાવી યમુનાની નજર સામે ઉભું કર્યું અને તેથી તે બાપડીને નિરૂપાય બનીને તેજ વખતે પોતાના પિયરમાં આવવા પુણા તરફ ચાલી નિકળવું પડયું !

પ્રિયવાંચનાર, આ પ્રમાણે ગરીબ યમુનાની દુર્દશા થઇ, પિયરમાં પણ તેને વિરામવાનું-સુખી થવાનું-શાંતિલેવાનું હતું કયાં? કારણ પિયરમાં મુખ્યત્વે કરીને માતુશ્રીનું સુખ હોય છે પરંતુ આપણીસુશીલ યમુનાના નશીબમાં તે પણ સરજ્યું નહોતું. રેહેવામાં માત્ર એક બાપ રહયો હતો પરંતુ તેની અવસ્થા-અમે પાછળજ કહી ચુક્યા છીએ. તે ઘણોજ નિર્દય, મોજીલો-ચૈની અને દ્રવ્યલોભિ તો મુળથીજ હતો. અને વળી અધુરામાં પુરૂં હમણા હમણા નાનાસાહેબની સંગતિથી કેવળ મનુષ્યત્વનું પણ ભાન ભુલી ગયો હતો. તેને યમુનાની બિલકુલ કાળજી નહોતી. તેણે પોતાની સ્ત્રી મરણ પામ્યા પછી પોતાની પાસે પોતાનાજ ઘરમાં એક અંગવસ્ત્ર (રાખેલી સ્ત્રી-વેસ્યા) પાળેલું હતું ! તે સ્ત્રી અત્યંત નિર્દય અને દુરાચારી હોવાથી પિયરમાં રહેવું યમુનાને બિલકુલ ગમતું નહોતું. પણ બિચારી કરે શું ? તેનું દૈવ આ વેળાએ વિલક્ષણ ચમત્કારિક થઇ પડયું હતું. પરંતુ આવા દુઃખદાયક પ્રસંગે યમુનાને એક સારો આશ્રય હતો. તે કયો ? એમ પછશો તો સાંભળો, ગોપિકાબાઇનો! યમુના ગોપિકાબાઇના આશ્રયથી ધૈર્ય ધરીને રહેલી હતી પરંતુ હવે તેનાપર નાનાસાહેબની દૃષ્ટિ ફરી!! તેણે તેનેપ્રાપ્તકરી લેવા માટે એટલા તો યત્નો કર્યા કે, આખરે તેણે તેના બાપને પુષ્કળ દ્રવ્ય આપવાની આશા

બતાવી પોતાના ઇચ્છિત કાર્યને અનુકૂળ બનાવી લીધો. તથાપિ નાનાસાહેબનો હેતુ કોઇપણ પ્રકારે પાર પડયો નહીં.

એવી રીતે નાનાસાહેબ યમુનાની પ્રાપ્તિના વિચારમાં લાગી રહ્યો છે, તેવામાં એકવાર યમુનાનો સાસરિએથી યમુનાના બાપપર એક એવો પત્ર આવ્યો કે "યમુનાનો વર ગંગાધરરાવ ઘરમાંથી દશ હજાર રૂપિયા રોકડા નગદ લઇને છ મહિના થયાં નહાસી ગયો છે, તેનો કશો પત્તો અદ્યાપિ મળતો નથી. પુષ્કળ પ્રકારે શોધ કરવામાં આવ્યો પરંતુ તે કયાં છે, તેનું ઠેકાણું લાગનુ નથી, જો તે તમારી મોહક કન્યાની આશાએ, એટલે પોતાની સ્ત્રીની આશાએ તમારે ત્યાં આવી રહયો હોય તો તાબડતોબ અમોને લખી મોકલાવશો."

આ પત્ર આવ્યા પછી યમુના મોટી ફિકરમાં પડી હતી અને સ્વામિનો શોધ શી રીતે લાગે, તેના યત્નમાં ગુંથાયલી હતી. આવી સ્થિતિમાં એક દહાડો રાત્રીએ નાનાસાહેબ તરફથી યમુનાના બાપ પાસે એક માણસ આવીને કહેવા લાગ્યો,—"યમુનાના ધણીના શોધ વિષેના કાંઈ આનંદના વર્તમાન હમણાજ નાનાસાહેબના જાણવામાં આવ્યા છે. તે સાંભળવા માટે યમુના હમણાજ મારી સાથે નાનાસાહેબને ઘેર આવે તો ઘણું સારૂં. કારણ હમણાનો વખત ચુકવાથી તે સમાચાર તમોને કદી પણ કહીસંભળાવવામાં આવશે નહીં."

બિચારી યમુના બાપના અનુમોદનથી રાત્રીના બાર વાગવાને સુમારે એકલી ઘરમાંથી નિકળી, આવેલા માણસ સાથે નાનાસાહેબની હવેલીમાં જઇ પહોંચી અને ત્યાં પછીથી શું શું થયું, તે પેહેલા પ્રકરણમાં પ્રિયવાંચનારાઓએ વાંચી લીધું છે.

યમુનાએ પ્રથમ બારીમાંથી કોઇના છાપરાપર કુદકો મા

યો, ત્યાંથી તે મહામુશીબતે યુક્તિથી નિચે સરિયામ રસ્તાપર ઉતરી. અને ત્યારબાદ ઊતાવળે ઉતાવળે પગ ઉપાડી તે પોતાને ઘેર આવી પહોંચી. બારણામાં આવીને હાક મારતાંવાર તેના પિતાએ બારણું ઉઘાડી તેને અંદર લીધી.

---

## પ્રકરણ ૫ મું.

# સતારા શેહેર અને ઓળખીતો પ્રવાસી

(આર્યા.)

ગન છે ઘાતક ઘેલું, વિષય સર્પ સાથે રમવા ધાયે:
અતિ પીડા પામે પણુ, સાવધ ન બને જરી નવ લજાયે.

(મોરોપંત) (ભા.)

સતારા શેહેર જેણે સાંભળેલું નથી એવો માણસ આપણા દેશમાં એક પણ નહીં હોય કારણ પુર્વે એક વખત એ શેહેર આપણા દેશની રાજધાની ગણાતું હતું. ડુંગરાના ઉચાણમાં આ શેહેર આવેલું હોવાથી દૂરથી નિહાળનારને તેની રચના ઘણીજ ચમત્કારિક ભાસે છે. નિચાણના ભાગમાં ઉભા રહીને શેહેર નિહાળ્યું હોયતો વસ્તી ચઢિયાતી ઉંચે દેખાય છે. અને ડુંગરા ઊપર ચઢીને નિહાળ્યું હોય તો વસ્તી ઘણીજ નિચાણમાં માલુમ પડે છે. શેહેરની એક બાજુએ કૃષ્ણાનદી અને બીજી બાજુએ વેણુંનદી આવેલી છે. દક્ષિણ દિશાએ કિલ્લાનો ડુંગર અને પશ્ચિમે એક બીજો ડુંગર આવેલો હોઇને તેપર એક શંકરનું મોટું દેવાલય છે. સામે શેહેરના મધ્યભાગમાં બે સુંદર રાજમંદીરો—અને એ મંદીરની સામે વિસ્તીર્ણ ચોગાન આવેલું છે. ત્યાંથી થોડે દૂર ગયા એટલે મોટા

રાહદારી રસ્તાનો એક ચોક આવે છે. ત્યાં પર્વ પશ્ચિમ અને ઉત્તર દક્ષિણ એવા ચાર રસ્તાઓ ફુંટાયલા માલુમ પડે છે. ત્યાંનો દેખાવ સોગઠાંબાજીના પટા જેવો માલુમ પડે છે. ચારે રસ્તાની બંને બાજુએ દુકાનોની લાગી રહેલી એક સરખી હારો ઘણીજ સુશોભિત દૃષ્ટિગોચર થાય છે. અત્રે મનુષ્યોનું જવું આવવું બહુ હોવાથી કોઈ પ્રવાસી ક્ષણવાર ઉભો રહે તો તેને બડી ગમત અને આરામ પડે છે. અને એટલા માટે આપણો એક પ્રવાસી પણ અત્યારે ત્યાં ઉભો રહેલો છે. તેની અને આપણી ઓળખાણ બુધવારની હવેલીમાં જે વેળાએ આગ લાગી હતી તે વખતની છે. જે પ્રવાસીએ પોતાના પ્રિય ડાનિયલ સાહેબને પિઠોયું પડવાની ધાસ્તીથી બળતી હવેલીમાંથી ઉચકી બાહાર કાઢયા હતા તેજ આ આપણો પ્રવાસી છે. અહીં પણ તેજ પ્રમાણે મસ્તકમાં ટોપી અને અંગમાં કોટ પાટલુન પહેરી ઉભો રહેલો છે. હવે તે કયા ઉદ્યોગ વાસ્તે અત્રે આવેલો છે તેનો આપણે શોધ કરીએ. જો યુક્તથી શોધ કરવો હોયતો ચાલો, આપણે હવે તેની પાછળ પાછળ જઇએ. એટલે તે કયા ઘરમાં પેસે છે અને શું કરે છે, તે તમામ આપણા જાણવામાં આવશે.

પ્રિય વાંચનાર, આપણો એ પ્રવાસી અત્રે વધારે વખત ઉભો રહયો નહીં. થોડા વખત પછી તે દક્ષિણા દે રસ્તે ચાલતો થયો. ઘણોજ દૂર ગયા કેડે તે એક સુંદર હવેલીની અંદર દાખલ થયો અને એ હવેલીના માલેક સાથે તેનું જે ભાષણ થયું તે નિચે પ્રમાણે:—

વિઠાજી— આવો રાવસાહેબ! (બડી તાજીમ આપીને) આપનું કયારે અત્રે આવવું થયું ?

પ્રવાસી— હું વળી કયારે બહારગામ ગયો હતો? અહીં

યાંજ હતો. પરંતુ અત્રે આવવાની માત્ર ફુરસદ મળી નહીં ?

વિઠા૦—રાધાજીએ આઠ દિવસથી કેવળ છોડયાજ નહી હોય ! ક્ષણુવાર પણ ફુરસદ મળી નહીં, હં ?

પ્ર૦—મ્હોંડું પોતાનું છે, ગમે તે બકવું ! પ્રથમ તો રાધાજી કોણુ, તે મારે સમજવું જોઇએ.

વિઠા૦—રાધાજી કોણુ ? મારી સોંક ! વળી બીજી કોણુ હોય ? મુઓ સ્ત્રીનો જન્મજ ખોટો. પરસ્વાધિન જીવવું ! તેમાં વળી મારા જેવી છંદી સ્ત્રીનો જન્મ તો મહા ઘાતક ! આના કરતાં મારા જેવીએ આ જગમાં રહેવુંજ નહી એ સારૂં. રડયો જીવ પણુ કેટલો ઘેલો ! જેના છંદમાં એકવાર લાગે છે, તેનો કેવળ અંત લે છે. મુઆને બીજા પુરૂષો નથી શું ? પણુ તે તો નજર સામે પણુ નહીં જોઇએ ! નિર્લજને એમ પણુ સમજાતું નથી કે, આપણે કયા, કોના દેહમાં જન્મ લીધો છે. ખરેખર બહારથી કસબિણી અને અંદરથી પતિવ્રતા. એટલે એકજપર એકનિષ્ટાથી રહેનારી જે સ્ત્રી છે તેનો સંસાર આમ દુઃખીજ થવાનો. ધિક્કાર મને અને મારા કર્મને ! આરંભમાં પરપુરૂષપર પ્રીતિ કરવી અને પછી તેણે આઠ આઠ દહાડા સુધી ડોકિયું પણુ કરવું નહી અને તેથી અન્નપાણી તજીને રડતાં બેસવું એના કરતાં વળી બીજું તે કયું મૂર્ખપણું ? (રડવા માંડે છે.)

પ્ર૦—આ તે ઘેલચ્છા કે બીજું કોઇ ? કોઇ વાતનો ખરેખર વિચાર કર્યા શિવાય અમુક સિદ્ધાંત કરી નાંખવો, એ ડહાપણનું કામ નથી. સમજી ? (પાસે લઇને સમાધાન કરે છે).

વિઠા૦—જો ડહાપણ હોત તો આટલી રડતે શા માટે, ઝખ મારવા ? ડહાપણુ નથી તેથીજ લોકો આમ ગળું કાપે છે., સમજ્યા ? જો એમ કરવું હતું તો પ્રથમથીજ કોઇને છંદમાં

શા માટે નાંખવું જોઇએ? તે વખતે શું એવી સમજણ નહીં હતી, કે આપણને રોજ રોજ નવી મિઠાઇ ખાવા જોઇએ છીએ, માટે શા વાસ્તે આ બટકીના ફંદમાં ફસાઇ પડવું? જેવી પેહેલાં હતી તેવીજ આ વખતે છું કાંઇ તે વેખતે મેં રૂપાંતર બનીને તમોને મોહનિમંત્રથી બાંધી લીધા નહોતા!

પ્ર૦— પણ મારા તરફથી શો અપરાધ થયો તે જાણવા તો આપ? પછી મારાપર આટલી રગઝગ કરવી શોભશે.

વિઠા૦— હુંજ રગઝગ કરૂં છું નહીં? ઠીક છે. મારી રગઝગ દેખાય છે પણ તમારી કરણી કયાં નજરે દેખાય છે?

પ્ર૦— મેં શું કર્યું?

વિઠા૦— તમારા મનને પુછો?

પ્ર૦— મારૂં મન મને કશું કહેતું નથી.

વિઠા૦— ત્યારે પછી રાધાજીને પુછો?

પ્ર૦— રાધાજી કોણ?

વિઠા૦— મારી સોંક બીજી કોણ?

પ્ર૦— તે કયાં રહે છે?

વિઠા૦— તમારા હૃદયમાં!

પ્ર૦— મારા હૃદયમાં અગાઉથી એકજ રહેલી છે, તો બીજીને શી રીતે જગ્યા મળી શકશે?

વિઠા૦— હુ પણ તેમજ કહુંછું! આવો વિચાર જો મને પ્રથમથી સુઝ્યો હોત, તો હાલ રડવું શા માટે પડત?

પ્રવા૦— આ બોલવાનો કશો અર્થ હું સમજી શકતો નથી.

વિઠા૦—શા માટે સમજાય ? કામ ન હોય ત્યારે અર્થ શા માટે સમજાય ? "ગરજ સરી કે વૈદ વેરી!"

પ્રવા—આજ કાંઇ પિધુંબિધું તો નથી ને? આમ બે-

ભાની માફક લવારો કરે છે તેથી પુછવું પડે છે!

વિઠા૦— મેં પીધું છે, પણ તેનો નિશો તમોને ચડેલો હોય, એમ લાગે છે.

બંન્ને જણનું એવી રીતે બોલવું ચાલી રહ્યું છે તેવામાં દાદરાપરથી કોઇ માણસ પડી ગયું અને તે વિષેનો મ્હોટો અવાજ સંભળાયો તેથી આપણા પ્રવાસીએ વિઠાજીને પુછયું,—"દાદરાપરથી કોણ પડયું? કોઇ પણ માણસ પડયું હોય એમ લાગે છે; કારણ દાદરાપર અંધારૂં છે અને તેની પગથિયો પણ ખરાબ હોવાથી પડવાનો સંભવ છે. માટે દીવો લઇને કોણ પડયુ છે તે હું જોઉં કે?" વિઠાજીએ ઉત્તર આપ્યો,—"તમોને એટલી તસ્દી લેવાનું કશું પ્રયોજન નથી. ભલેને કોઇ પડયું. પડનારાએ મારે ઘેર પ્રથમ આવવું જ શા માટે જોઇએ, ઝખ મારવા?

પ્રવા૦—કોઇપણ અંજાણ્યો—નવિન માણસ હશે. તે બાપડાને તમારો દાદરો આટલો અવઘડ ભરેલો છે, તે શું માલુમ? વળી દાદરાપર તમે દીવો પણ રાખતા નથી.

વિઠા૦—દાદરાપર દીવો મુકવાને અને ઘર આખામાં દીવા મુકી ઝગઝગાટ કરી મુકવાને હું કયા જહાગીરદારની છોકરી છું? અને અણઓળખીતા—અંજાણ્યા માણસને મારે ઘેર આવવાનું કારણ શું? ગાનારી સ્ત્રી હું. એકના આશ્રયથી અને પાતિવ્રત્યથી રહું છું; એ શું સતારાના લોકોએ સમજવું નહીં જોઇએ?

પ્રવા૦—લોકોએ એ સમજવું જોઇએ, પણ સઘળાંઓ સમજુ હોય છે કે? કોઇ મારા જેવા છંદી અને ઘેલા પણ હોય છે. તે હશે, પણ હું દીવો લઇ જે પડયું છે તેને સાવધ કરૂં છું.

એટલું બોલી આપણો પ્રવાસી પાસે પડેલી દીવી ઉચકી દાદરા તરફ ચાલ્યો, ત્યારે વિઠાજીએ તેનો છેડો પકડી કહ્યું;"જઇને જોવાની શી ગરજ છે? કોણ પડયું છે તે હવે મારા લક્ષમાં આવી ચુક્યું. મારે ઘેર પરાયો પુરૂષ આવવાનું તો નામ લેવું નહીં. તેમાં વળી હમણાં છ મહિનાથી એટલે તમે મને રાખ્યા પછી તો પરાયા પુરૂષનો પડછાયો પણ મારા ઘર ઉપર પડવા પામ્યો નથી. માટે હવે કોઇ પરાયો પુરૂષ દાદરે ચડતાં પડી ગયો છે, એવી શંકા લેવાનું કશું કારણ નથી, પરંતુ જો કોઇ પડયું હશે તો મારી મા પડી હશે. તેને હજાર વખત મેં કહ્યું કે, કળશે (દીશાએ) જવું હોય તો, તું દીવસે જતી જા, રાત્રીએ જવું સારૂં નહીં. પણ મારૂં એ સોઇનું બોલવું હજી તેણે લક્ષમાં ક્યાં લીધું છે? સારૂં થયું કે આજ પાછી પડી ગઇ! એમ થયા વિના રાત્રીએ અંધારામાં જવાની ખોડ તે વિસરી જનાર નહોતી. "મોચીના દેવને જોડાનીજ પુજા જોઇએ!"

પ્રવા૦—ઘેલી છો તું! આવી રીતે શું બંદોબસ્ત થશે? તારી મા બિચારી બુઢી તે! બુઢાં માણસોને તરૂણ માણસની પેઠે કળશે જવાનું કશું બંધારણ કે નિયમ રહેતો નથી. અને તેનો અનુભવ તને પણ બુઢાપણામાં મળશે.

એટલું બોલી હાથમાં દીવો લઇ ઉતાવળે ઉતાવળે તે દાદરા પાસે ગયો; ત્યાં ખરેખર વિઠાજીની મા પડેલી નહોતી, પણ એક સંભાવિત શ્રીમંત તરૂણ પુરૂષ પડેલો હતો. આ માણસ માત્ર જુજ દહાડા થયાજ વિઠાજીને ત્યાં આવતો જતો થવાથી એટલા દહાડામાં વિઠાજીને બસો ત્રણસો રૂપિયાની પ્રાપ્તિ પણ થઇ હતી. અને આગળ જતાં પણ તેના તરફથી પુષ્કળ લાભ મળવાનો સંભવ હતો. જે વખતે આપણો મો

બીજો પ્રવાસી વિઠાજીના વિલાસમંદિરમાં પેઠો, તે વખતે સંધ્યાકાળ થયેલો હતો તે પાછળજ કહેલું છે. પ્રવાસી ત્યાં ગયો ત્યારે દાદરેથી પડેલો માણસ વિઠાજીના વિલાસમંદીરમાં હોઇને બંને આનંદના પુરેરંગમાં હતાં; પરંતુ આપણા પ્રવાસીએ દાદરામાં આવી હાક મારતાંવાર વિઠાજી પોતાના મનમાં બહુ ગભરાઇ. પરંતુ તે મહા પ્રપંચી અને કવાબાજ હોવાથી તેણે તાબડતોબ પેલા ગૃહસ્થને પાછળના રસોડામાં છુપાવ્યો. અને જલદીથી દાદરાનું બારણું ઉઘાડી આપણા પ્રવાસીને અંદર લીધો. હાલ વિઠાજીનું તથા પ્રવાસીનું જે બોલવું ચાલવું થતું હતું તે રસોડામાં બેસી પેલો ગૃહસ્થ સાંભળતો હતો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે "આ આવેલો ગૃહસ્થ ઘણું કરીને વિઠાજીનો જુનો અને કાયમનો યજમાન દેખાય છે અને તેના બોલવાપરથી સ્પષ્ટ સમજાય છે કે તે અહીંથી જલદી જાય તેમ નથી. તો પછી મારે આ અંધારી કોટડીમાં વધારે વખત શામાટે ગોંધાઇ મરવું જોઇએ? મારાપર અંતઃકરણથી વિઠાજીની પુષ્કળ પ્રીતિ છે તે ખરૂં, પરંતુ જુનો અને કાયમનો યજમાન આવવાથી તેનો ઇલાજ શો? અને એટલા માટે તેની રાહ નહીં જોતાં હળવે હળવે દાદરો ઉતરી ઘેર જવું તે વધારે સારૂં છે. અને આવતી કાલે બપોરના વિઠાજીનો મેળાપ લઇ શકાશે."

એવો વિચાર કરી રસોડામાંથી દાદરાપર જવાનું જે બારણું હતું તેમાંથી તે બાપડો આસ્તે આસ્તે બહાર નિકળી હળવે હળવે દાદરાની પગથીઓ ઉતરવા લાગ્યો તેણે પોતાના જોડા હાથમાં લીધા હતા, અને લાકડી બગલમાં મારી લીધી હતી. એવા બંદોબસ્તથી અને યુક્તિથી દાદરો ઉતરતા છતાં અંધારૂં હોવાથી, અને પગથિયો પણ અવચડ ભરેલી હોવાથી

પગ લપસી તે એકદમ હેઠ નિચે સુધી ગબડી પડયો. એટલા માં પાછળ કહ્યા પ્રમાણે આપણો પ્રવાસી દીવો લઇ ત્યાં આવી પહોંચ્યો.

પડેલા ગૃહસ્થને બહુ વાગ્યું હતું. " ઓય પ્રભુ, અરે મા, ઓય બાપ" એવું મ્હોંડેથી બોલી તે પોતાની કમર પંપાળતો હતો. તેની લાલચટક પેંઠની પાઘડી માથાપરથી નિચે એક બાજુપર ઉલટી પડી હતી. જોકે જોડા એક તરફ અને લાકડી એક તરફ, એવી અવસ્થા થઇ હતી, તોપણ દાદરમાં દિવાનો પ્રકાશ પડતાં વાર, કોઇપણ આવે છે, એવું સમજી શરમનો માર્યો જેમ તેમ ઉઠી જવાની તૈયારી કરવા લાગ્યો. પાઘડી તેવીજ અલબેલી માથાપર મુકી ઉભો થયો અને જોડા પગમાં પેહેરી નિચેના બારણામાંથી બસાર થવા લાગ્યો. એટલામાં પ્રવાસીએ તેને પકડી પાડયો. તેના ચેહેરા તથા ઠાઠમાઠપરથી " આ કોઇ મોજી આપક માણસ વિઠાજીનો દોસ્ત, મારા પેહેલાં અહીંયા આવેલો હશે અને પાછળથી મારૂં આવવું થવાથી વિઠાજીએ તેને રસોડામાં સંતાડેલો હશે. ત્યાં વધારે વખત બેસવું નહીં ફાવવાથી આખરે આવી રીતે વિઠાજીનો સંકેત ઉઘાડો પડયો!" વગેરે સર્વ પ્રકાર આ વખતે આપણા પ્રવાસીના લક્ષમાં પુર્ણપણે આવી ચુકયો. અને તેને બહુ માઠું લાગ્યું. એ રીતે વિઠાજીનું કપટ સમજતાંવાર તેના મનની જે અવસ્થા થઇ તે પુછતાજ નહી! "જેને માટે-ઘરબાર તજ્યું છે, જેને માટે વિદ્યા અભ્યાસ અંતરયો છે, જેને માટે આબરૂપર પાણી રેડયું છે, જેને માટે માબાપના દલ્લાપર હાથ મારવા એટલે ઘરમાંથીજ ચોરી કરતાં પાછું વાળી નિહાળ્યું નથી, જેના છંદથી અદ્યાપિ ધંધોરોજગાર કરવામાં પણ ચિત લાગ્યું નથી, અરે

વધારે શું બોલવું, પણ મારી લગ્નની સ્ત્રી-ખરી ધર્મપત્નિ જે ઘણીજ ગુણવાન અને રૂપવાન-મનોહર-છે-એવું મેં જોકે હમણા હમણા બીજાઓનાં મુખથી સાંભળ્યું છે, તોપણ અદ્યાપ તેનું દર્શન લેવાનું પણ જેને લીધે મારા મનમાં આવ્યું નથી; તે વિઠ્ઠડીએ મારી સાથે આવી રીતે નિમક હરામી કરી, હં? અરેરે! કેટલું અધમ કૃત્ય એ! કેવી ના યકડી વેશ્યાની આ દગલબાજી! રાંડ હમણાજ ઘડી પેહેલાં મારી સાથે પોતાનું પાતિવ્રત્ય જણાવતી હતી ને? અરેરે! કૃતઘ્નપણાની હદવળી આનેજ કેહેવાય! સાબાસ, આ હોશિયાર ગંગાધરરાવને પણ તેં છ મહિના ફસાવી ફુંદમાં નાંખ્યો, ર માડયો ને નચાવ્યો, હં! આજસુધી હું મારા શાહાણપણાનો મોટો ગર્વ રાખતો હતો, પરંતુ મને-આ ગંગાધરરાવને યઃ કશ્ચિત વેશ્યાએ મોહજાળમાં ઝકડી લઇ પાણી પાણી કરી મુકયો! તસ્માતં ધિક્કાર હજો મને! હવે આ જીવ રાખીને શું કરવું છે! મારી પ્રિયા વિઠાજી (જીભ કચરીને) અરે! ફરીને હું તે દુષ્ટ રાંડને પ્રિયાજ કહું છું. કેટલો ભ્રમ મને આ! આ ભ્રમનાએજ મને આજ સુધી ઠગ્યો છે-છેતર્યો છે. ”

પ્રિયવાંચનાર, તમે ઓળખી ગયા હશોજ કે, આવી રીતે વિચારમાં પડેલો પ્રવાસી, તે આપણી પ્રિય સુશીલ યમુનાનો પતિ ગંગાધરરાવ છે! તેને આ વખતે પોતાના કર્મનો અત્યંત પસ્તાવો થઇ વિઠાજીપર અંતઃકરણથી બહુ ગુસ્સો આવ્યો. તે દાદરામાં હાથમાં દીવી લઇ ઉભો છે તે તમારા જાણવામાં છેજ. પરંતુ તેણે બીજા હાથથી પેલા પરાયા ગૃહસ્થને ખેસ પકડી રાખ્યો હતો તે તમોને અહીં કહેવું જોઇએ.

ગંગાધરરાવને વખત થયો અને દાદરે કાંઇ પણ ગડ

ખડ છે, તે ઉપરથી વિઠાજી સમજી ગઈ કે "આ વેળાએ મારો સંકેત ઉઘાડો પડી ગયો અને સઘળું પોગળ વેરાઇ ગયું, તેમાં કશો સંશય નહીં !" તુરત તે દોડતી દાદરામાં આવી પહોંચી અને જુએ છે તો "પોતાના બન્ને પ્રિયકર સામસામા ખડા થએલા અને તેઓ વચ્ચે મારામારી થવાનો પ્રસંગ પાસે આવ્યો છે" એવું દૃષ્ટિગોચર થયું. તે છેક પાસે આવીને કહેવા લાગી:-

વિઠા૦—[ગંગાધરરાવને) રાવસાહેબ, તમે એ ખેસ કોનો પકડેલો છે ?

ગંગા૦—વિઠાજીના પ્રિય મિત્રનો.

વિઠા૦—વિઠાજી કોણ ?

ગંગા૦—મારા પ્રિયમિત્રની પ્રિયા.

વિઠા૦—પ્રિયમિત્ર કોણ?

ગંગા૦—વિઠાજીનો પ્રિય.

વિઠા૦—અર્થ સમજી શક્યો નહીં.

ગંગા૦—લિંગ, અર્થ અને વિભક્તિ, એ સર્વ વ્યાકરણ શિખ્યા વિના સમજી શકાય નહીં.

વિઠા૦—વ્યાકરણ ક્યાં છે?

ગંગા૦—થોડો વખત રસોડામાં હતું. પણ હમણા તે દાદરામાં આવી પડયું છે. હુ મોટો ભાગ્યશાળી તેથી મારા હાથમાં હવે તે સાંપડયું છે!

વિઠા૦—ખેસ છોડીને તે ભલા ગૃહસ્થને જવા આપવો, તે વધારે સારૂં છે.

ગંગા૦—તેને કેમ છોડી મુકવો? તે અહીં કોની પાસે, શામાટે અને ક્યારે આવ્યો હતો, તે સમજ્યા શિવાય તેને શી રીતે જવા દેવાય?

પડેલો ગૃહસ્થ૦—હું કાંઇ ચોર નથી, શાહુકાર છું.

ગંગા૦—પણ અહીં કોની પાસે આવ્યો હતો?

પડેલો૦—વિઠાજી પાસે. વિઠાજી મારી ઓળખીતી છે.

ગંગા૦—વિઠાજી પાસે આવ્યાને કેટલો વખત થયો?

પડેલો૦—સુમારે ત્રણ કલાક. તમારી અગાઉ હું આવ્યો, અને મારી પાછળ તમે આવ્યા.

ગંગા૦—મારી અગાઉ આવ્યો હતો તો દીવાનખાનામાં મારી દૃષ્ટિએ કેમ પડયો નહી?

પડેલો૦—હું રસોડામાં હતો.

ગંગા—કાં વારૂ?

વિઠાજી—પણ તમોને એટલો ઉંડો શોધ શા માટે કરવો જોઇએ?

ગંગા૦—દશ હજાર રૂપિયા ખાવાને આપ્યા છે માટે!

વિઠા૦—ધર્મ કીધું છે કે શું કોઇને? ફોકટ આપ્યા છે કે શું કોઇને? ચાકરી સાથે ભાખરી આપવીજ જોઇએ.

ગંગા૦—ચાકરીનો કરાર આવા બેઇમાનપણાનો નહોતો.

વિઠા૦—લબાડ અને લુચ્ચા માણસને આખું જગત લબાડ અને લુચ્ચુંજ જણાય છે. કમળાવાળાને આખું જગત પીળુંજ જણાય છે. આ ગૃહસ્થ કાંઇ મારા યજમાનના નાતાથી મારે ત્યાં આવ્યો નહોતો. બિચારો તે મારા ભાઇ જેવો છે.

ગંગા૦—હા, ભાઇ જેવોજ આબેહુબ જણાય છે હું કયાં કહું છું કે તે તારી બેહુન જેવો છે? પણ એમ હતું તો રસોડામાં છુપાવી રાખવાનું કારણ શું!

વિઠા૦—તમારી ધાકથી.

ગંગા૦—મારી ધાકથી જાણે કેવળ સુકાઈ ગઇ છોતું!

વિઠા૦-બસ્સ! અધિક બોલવાનું કારણ નથી.

ગંગા૦—અધિક બોલવાને ડરબર લાગે છે કે શું? દસ હજાર રૂપિયા કેવા મીઠા સાકર જેવા લાગ્યા છે. અધિક નહીં બોલું શું, તારી નરઢીએ નખ દઈ મારી નાખીશ સમજી? આ ગૃહસ્થ તારો ભાઇ છે નહી વારૂં, જોઉં છું હવે સર્વ ચમત્કાર!

વિઠા૦—ખબરદાર! અહીં જો એક અક્ષર વધારે બોલ્યો છો તો તારી વાત તેં જાણી! સમજ્યો! જે બોલવું હોય તે સડકપર જાહેર રસ્તાપર બોલ. મારા બારણામાં બોલીશ તો જોઈ રાખ પછી શું થાય છે તે!!!

ગંગા૦—શું. કરનાર તું? હું અહીંથી જવાનોજ નથી.

વિઠા૦—બે હાથથી જઈશ નહીં પણ ચતુર્ભુજ થયા બાદ તો મુંગે મ્હોંડે જવું પડશે?

ગંગા૦—હું ચોરછું શું?

વિઠા૦—ત્યારે આ બીજો ગૃહસ્થ ચોર છે શું? મારે ઘેર સઘળા મને સરખાજ છે. જાણીબુજીને અમે કસબિણી-ગણિકા લોક! જો એકજ ઉપર તપ માંડીને બેસીએ તો બુઢાપણમાં અમારૂં શું થાય? અમારે ત્યાં જો કોઇ માત્ર એક ઘડીનેમાટે હાથી લાવી બાંધે, તો તે અમારો થયો. તેનાપર પુનઃ તેના માલેકનો વારસો રહે નહીં. અમારી કરણી વિચિત્ર છે. અમારો થાગ કોઇ પણ લાવી શકે નહીં. જાણીબુજીને જે મુર્ખ હોય છે તેજ અમારે ઘેર પૈસાની થેલી ઠાલવવા આવે છે. શહાણા ને વિચારવંત લોકો પોતાના ઘરની પતિવ્રતા અને સુંદર સ્ત્રી તજી અમારી પાસે શા માટે આવે? અમારી પાસે આવનારા અને અમારી પ્રીતિ ખરી સમજી અમારા ફંદમાં રમનારા જે લોકો છે, તેટલાઓને શંખ શિરોમણી સમજવા.

ખરૂં કહુંછું કે, અમારા ફંદમાં ફસનાર કોઇનું પણ આજ પર્યંત કલ્યાણ થયું નથી. અને હવે પછી થવાનું નથી. અમારી પાસે ખરી પ્રીતિ સમજવી નહીં. અમારી પાસે ખરૂં સુખ માનવું નહીં. અને તેથી શહાણા લોકોએ વેસ્યાના ફંદમાં નહીં ફસાતાં, ઇશ્વરથી ડરી, પવિત્ર માર્ગે પોતાનો સંસાર ચલાવવો, એજ માર્ગ સર્વોત્તમ છે. રાવસાહેબ, આપ દસ હજારના માલેક છો, એવું જયારે મારા જાણવામાં આવ્યું. ત્યારે કેટલાક દહાડા સુધી મારૂં પુષ્કળ લક્ષ આપના તરફ હતું ખરૂં, પરંતુ આગળ જતાં જ્યારે તમારૂં તમામ દ્રવ્ય મારા હાથમાં આવી ગયું, ત્યારે હું તમારા પ્રીતિબંધનથી મુક્ત થઈ તમારા જેવોજ બીજો શિકાર પકડવાના કામમાં ગુંથાઇ, સમજ્યા? એટલા માટે સાવધ થાઓ! શહાણા થાઓ! ચેતો! અને હવે પછી જે કંઈ કરવું હોય તે વિચારીને કરજો! એટલુંજ છેવટનું કહી સંભળાવી હું ઉપર જઇને સુઇ રહુંછું. મારા બારણામાં હવે તમે બંને જણ ઉભા રહેશો નહી. નહીતર બંનેની આબરૂ જશે.

પ્રિય વાંચનાર, એટલુંજ બોલી વિઠાજી ઉપર જઇ દાદરાના બારણાને સાંકળવાસી પલંગપર જઇને સુતી. અને બારણામાંના પેલા બંને ગૃહસ્થો બહાર નીકળી પરસ્પર મરમરાના લાડવા ખાતાખાતા મુંગે મ્હોંડે પોત પોતાના ઉતારા તરફ ચાલતા થયા. પરંતુ ઉતારે પહોચતાં પહેલાં રસ્તામાં આપણા પ્રવાસી ગંગાધરરાવની પ્રકૃત્તિ ઘણીજ બગડવાથી તે પ્રથમ ઉતારે નહીં જતાં પરભાર્યો દવાખાનામાં ડોકટરસાહેબ પાસે ગયો.



## પ્રકરણ ૬ ઠું.

# ખોટું વૈધવ્ય.

(આર્યાર્ધાર્ધે.)

કર્મ અરે અતિ ગહન ગતિ તારી.

(મોરોપંત) (ભા૦)

પ્રિયવાંચનાર, વાસુદેવ ફડકે સાથની ઝપાઝપીમાં ડાનિયલ સાહેબને હાથ લાગેલું પેલું બ્રાહ્મણનું મુડદું મૃત્યુવિધિ કર્યાવિના જેમનું તેમ રહેવા દીધું હતું, તે તમે ત્રીજા પ્રકરણમાં વાંચી ગયા છો. એ મુડદાંને ડોકું નહીં હોવાથી કોઇ ઓળખી શકતું નહોતું. તેને માટે જાહેરનામા સર્વ સ્થળે ચોડવામાં આવેલાં હતાં, અને ઢંઢેરો પણ પીટાવવામાં આવેલો હતો અને તેથી આખા શેહેરમાં સદરહુ ખબર ફેલાઇ ગયા, પુષ્કળ લોકો એ મુડદા પાસે આવીને નિહાળવા લાગ્યાં સંધ્યાકાળ સુધી મુડદું નિહાળવા માટે માણસોની એક સરખી ગીર્દી થઇ રહી. જેના ધરમાંથી છોકરો, છોકરાનો છોકરો, ભત્રીજો, ભાણેજ કાકો, મામો વગેરે પુરૂષ બહાર ગામ ફીંવા યાત્રાનિમિતે કે બીજે કામે ગયા હતા, તેને લીધે ધરનાં માણુસો સદરહુ મુડદાનો બારીક શોધ કરવા લાગ્યાં-તેમાંનો કેટલાંકતો મુડદાં ઉપરની નિશાનિયો પણ તપાસવા લાગ્યાં.

જલદીથીજ ઉપરના સમાચાર નાનાસાહેબના તથા યમુનાના બાપના જાણવામાં આવ્યા. તેઓ એક ક્ષણ પણ વિલંબ નહીં કરતાં ગાડીમાં બેસી પેલા મુડદા તરફ જવાને નિકળ્યા. બાપડી યમુનાનો જીવ તો તલપાપડ-ગાભરો બની ગયો હતો. તેણે પોતાના પિતાશ્રીને વિનતિ કરી કે કૃપા

કરી તમે મને તમારી સાથે લઈજશો તો મોટો ઉપકાર થશે. મારા નિહાળવાથી જેટલું ખરૂં જણાઇ આવશે, તેટલું તમારા કે નાનાસાહેબના નિહાળવાથી કદી પણ માલુમ પડશે નહીં." યમુનાનું એ બોલવું તેના બાપને ઠીક લાગ્યું. અને તેથી તેને પણ પોતાની સાથે લીધી. નાનાસાહેબ, વિનાયકરાવ અને યમુના એ ત્રણે એકજ ગાડીમાં બેઠાં. તેથી નાનાસાહેબને પોતાના બભુક્ષિત નેત્રનું સમાધાન કરવાને સારો લાગ મળ્યો.! નાનાસાહેબને આ વખતે એટલો તો હર્ષ થયો કે તેનું વર્ણન પણ કરવું કઠીણ! મનમાંને મનમાં તે દેવ દાનવોની માનતા માનવા અને બાધા રાખવા મંડી ગયો કે, " જો આ મુડદું ખરેખર યમુનાના ધણી ગંગાધરનું નીકળશે, તો હું આવતી કાલેજ ગણપતિને સહસ્ત્ર ભોજન કરાવીશ અને મારાં લગ્ન થતાં સુધી પગમાં ખાસડાં પેહેરીશ નહીં! મારી ઈચ્છા પ્રમાણે જો આટલું કાર્ય પાર પડયું—એટલે યમુનાનો વર તે સદરહુ મુડદુંજ છે, એવું ઠરીને યયુનાને જો વૈધવ્ય પ્રાપ્ત થાય, તો પછી મારા ઘોડાઓ ગંગામાં નાહ્યા, મારો બેડો પાર થયો, હું જાણે જગ જીત્યો! પછી વળી મારા સુખનો છેડો શો? પછી આ સુંદર—મનોહર યમુનાના પણ ભાગ્ય ઉઘડયાંજા! આહાહા! આ સુવર્ણનો દહાડો ઇશ્વર કૃપાથી મને પ્રાપ્ત થશે કે નહીં? જો હું ફાવું તો આ કામમાં જેટલા જોઇએ તેટલા પૈસા ખર્ચવાને પણ પાછો હઠનાર નથી!"

નાનાસાહેબ મનમાંને મનમાં એવી રીતે ફાફાં ખાંડતો ખાંડતો વચમાં વચમાં ચોરીને હળુજ યુમના સામું વારંવાર જોઇ લેતો હતો. થોડો વખત થયો નહીં એટલામાં પેલા મુડદા નજીક ગાડી જઇ પુહોંચી. સર્વેએ મુડદું નિહાળ્યાબાદ એ

વું ઠર્યું કે ખરેખર તે ધડ યમુનાના ધણીનુંજ છે. નાનાસાહેબે તો ખાત્રીપૂર્વક કહી સંભળાવ્યું કે "આ પ્રેત યમુનાના ધણી ગંગાધરરાવનુંજ નિઃસંશય છે." તથાપિ તે વિષે યમુનાના મનની કશી ખાત્રી થતી નહોતી. જોકે કેટલાક સમયથી યમુનાએ પોતાના ધણીને બરોબર નિહાળયો નહોતો, તો પણ યમુના જ્યારે જ્યારે પોતાને સાસરે રહેતી, ત્યારે ત્યારે હમેશાં છાનીછપ્પની પોતાના ધણીની મુદ્રા જોઇ લેતી હતી; એટલે સ્નાનને સમયે, દેવસેવાને વખતે, જમવાની વેળાએ ઇત્યાદિ જે જે પ્રસંગે તેણીને તેને નિહાળવાનો લાગ મળતો તે તે વખતે દૂરથી તે પોતાના ધણીને હમેશાં નિહાળતી હતી. અને તેથી તેનાં શરીરનાં અવયવો તેના લક્ષમાં રહ્યાં હતાં. વળી નાનાસાહેબનો મતલબી અને દુષ્ટ સ્વભાવ પણ સારી રીતે તેના જાણવામાં હતો. તેથી ત્યાં પડેલું મુડદું પોતાના ધણીનું જ છે એવી તેની ખાત્રી થઇ નહીં; શિવાય શરીરના સર્વ અવયવોમાં શિર મુખ્ય પ્રધાન છે, અને જ્યારે તે નથી ત્યારે 'આ અમુક માણસ છે' એવું નાનાસાહેબ શિવાય બીજો કોઇ પણ માણસ ખાત્રીથી કહી શકે નહીં, એ ખુલ્લું છે. છેલે યમુનાને સાસરે રાતોરાત પત્ર મોકલાવી ત્યાંનાં માણસોને બોલાવી મંગાવવામાં આવ્યાં. તેઓએ ઘણો વખત સુધી તે પ્રેતને ધારી ધારીને નિરખ્યું. પરંતુ આખરે તેઓનો અભિપ્રાય પણ નાનાસાહેબના જેવોજ પડયો. તેઓએ ગંગાધરરાવ માટે અત્યંત શોક કરયો. અને "આવો આપણો તરૂણ અને ડાહ્યો પુત્ર દુષ્ટ બંડખોર નિચ લોકોની ટોળીમાં સાંપડી મરણ પામ્યો." એટલા વાસ્તે તેઓને અસહ્ય બેહદ માઠું લાગ્યું લાગ્યું.

યમુનાની સ્થિતિ આ વખતે કેવી બની રહી હતી,

તે કહી સંભળાવવાનું કામ મારે માથાપર લેવું, તેના કરતાં પ્રિયવાંચનારજ તે વિષે ઘટતું અનુમાન કરી લે, તો વધારે સારૂં! દુ:ખથી તે કેવળ બેહોશ બની ગઇ હતી. આ પ્રસંગે તે બાપડીને એટલું તો દુ:ખ ઉપજ્યું કે તેનું વર્ણન કરવાને આપણી ગુર્જરી ગીરામાં પુરતી શબ્દસામગ્રી પણ મળવી કઠિણ!! તેનું અંત:કરણ ઉદાસિન-ઝખવાણું બની ગયું. ર ડી રડીને તેની આંખો સુજી આવી, તેના સુંદર મુખચંદ્રને ખરો ખર આ વખતે રાહુએ ઘેરી લીધો હતો. તેની સાડી-નો પાલવ આંસુથી ભીંજાઇ ગયો હતો. "હવે આપણી શી અવસ્થા થશે" તે વિષે તે બાપડી મોટી ફીકરમાં પડી. તેણે આ વખતે સઘળાનો લલોપત્તો અને શરમ તજી દીધી. અને જે અર્થે સાસરિયાંઓએ ખાત્રી આપી કે "તે મુડદું અમારા છોકરાનું છે," તે અર્થે બિચારી યમુનાનો પણ "પોતાના ધણીનું તે મુડદું છે"એમ માન્યા વિના છુટકો થયો નહીં. ક્ષણુપછી પુન: એ શરીર પણ આપણી દ્રષ્ટીએ પડનાર નથી, એવું લાગવાથી તેને અતિશય-જોસભેર દુ:ખના ઉભરાઓ આવવા લાગ્યા. તે હવે મોટેથી ધુસ્કે ધુસ્કે રડવા લાગી. દો'ડી ઉતાવળે જઇને તે પેલા ધડને ભેટી પડી. અને છે હલે તેણે તે ધડને પોતાના ખોળામાં લઇ કંઠ મોકળો મુકયો. પતિની હયાતીમાં તેને ભેટવાનો કદીજ પ્રસંગ મળયો નહોતો. અને હવે છેવટનો આવો દુ:ખદાયક પ્રસંગ પ્રાપ્ત થયો, તેનિહાળી ત્યાં એકઠાં થયેલાં બુઢાં-વિચારવંતમાણુસોને બહુજ રડવું આવ્યું. યમુનાનો શોક નિહાળી જેને રડવું આવ્યું નહીં, એવો એક પણ માણુસ ત્યાં દૃષ્ટિગોચર થયો નહીં. યમુનાનું રૂદન સાંભળી સ્વજ્ઞાતિલાઓના -હૃદયમાં કરૂણા ઉપજે તેમાં નવાઇ નથી. પરંતુ ડાનિયલસાહેબ, યુરોપિયન છતાં, તેની આંખોમાંથી

પણ દુઃખાશ્રૂઓ દડદડ ટપકવા લાગ્યાં.

જલદીથીજ જ્યાં ત્યાં સર્વ સ્થળે રીતિ મુજબ વ્યવસ્થા કરવામાં આવી; અને સર્વ માણુસો પોત પોતાના ઘર તરફ ચાલતાં થયાં.

હાય હાય! બિચારી યમુનાને હવે સૌભાગ્યભુષણવિરહિત અવસર નિહાળવાનો નસિબમાં આવ્યો! તેનું કપાળ હવે સફેદ- ફીકુંફચ દેખાવા માંડયું. નેત્ર કજ્જલહીન થયાં. પાકેલાં ટીંડોરા સરખા તેના હોઠ હવે કેવળ કરમાઈ -સુકાઈ ગયા. તેજસ્વિ ભુજંગાકૃતિ અંબોડો મોકળો થઈ જવાથી તેના કેશકલાપ વિખળશિખળ દીસવા લાગ્યા. શરીરપરનાં તેનાં સઘળાં દાગીના-આભુષણો કહાડી નાંખ્યા હતાં. તેથી તેના શરીરની સુંદરતા ઉદાસ ભાસવા લાગી. મુલ્યવાન-કિમ્મતી સાડી પેહેરવાનું તજી દઇ હવે તેણે સફેદ વસ્ત્ર ધારણ કીધું. તે રાત્રદીવસ અસ્વસ્થતામાંજ ઘેરાઇ ગઇ. પરંતુ આવા પ્રસંગે પણ સાધ્વી ગોપીકાબાઇ તેને બહુ બહુ પ્રકારે ધીરજ આપી તેના મનનું હમેશાં સમાધાન કરતી હતી. આવા સંકટ સમયે આપણી સુશીલ યમુનાને ગોપિકાબાઇનો મોટો આધાર હતો. અને તેથી તે બાપડી ગમેતેમ કરીને દુખનાદિવસો કહાડવા લાગી. ગોપિકાબાઈ યમુનાને હમેશાં પુરાણોની સુંદર અને સુબોધક વાર્તાઓ કહી સંભળાવતી હતી. અહિયા દ્રૌપદી, સીતા, તારા, મંદોદરી, અનુસુયા, સાવિત્રી ઇત્યાદિ પતિવ્રતાઓની સુબોધક કહાણીઓ હમેશાં કહી સંભળાવી ગોપિકાબાઇ યમનાના મનનું સમાધાન કરતી અને તેને દલાસો આપતી હતી.

દુઃખદાયક પ્રસંગ પ્રાપ્ત થયા બાદ યમુના ઘણુંકરીને સર્વકાળ ગોપિકાબાઇ પાસેજ રહેતી હતી. બાપને ઘેર રહેવાનું

તેણે બહુજ ઓછું કરી નાંખ્યું હતું. રાત્રદિવસ ગોપિકાબાઈની પાછળ પાછળ તે ફરતી હતી. રાત્રીએ પણ તે ગોપિકાબાઇની પાસેજ ઉંઘતી હતી. મનને ગમે અને સમાધાન લાગે એટલા માટે નાના પ્રકારનાં સુંદર સુબોધક પુસ્તકો યમુના વાંચતી હતી અને પ્રભુ પ્રાર્થનાનાં પદો પણ ગોપિકાબાઇ અને તે બંન્ને સાથે ગાતાં હતાં.

એક દહાડો રાત્રીએ યમુનાને પોતાની માતુશ્રી યાદ આવી, અને તેથી તેનું મન તે વખતે બહુજ ઉદાસ થઇ રહ્યું. આથી ઘણી રાત્ર ગઇ, તથાપિ યમુનાને નિદ્રા આવી નહીં. તેને પોતાના આખા જન્મારાની હકીકત યાદ આવી અને તેથી તે પથારીમાં બેઠી થઇ મોટેથી ડુસ્કાં ભરી રડવા લાગી. તે જોઇ જોડમાં ગોપિકાબાઇ ઉંઘાયલી હતી. તે જાગૃત થઈ. અને તેણે યમુનાને લાગલીજ છાતી સરસી દાબી પુછ્યું "બેટા આજ તને નિદ્રા બિલકુલ આવી નહીં શું? આજ આટલું માઠું લાગવાને કાંઇ અધિક નવું કારણ ઉત્પન્ન થયું છે શું? કહે જે થયું હોય તે! છાની રહે. રડીશ નહીં. તને જે લાગતું હોય તે બેલાશક મન મોકળું મુકી મને યથાસ્થિત કહી સંભળાવ. તું મને મારી વેણું કરતાં પણ અધિક પ્રિય છે. હું જીવતી છું, ત્યાં સુધી તને ઉનો વાયરો પણ સ્પર્ષ કરી શકનાર નથી. તું એમ સમજકે ગોપિકાબાઇ મરણ પામી અને સરસ્વતિબાઇ જીવતી છે છાની રહે, બાપુ રડીશ નહીં" એમ બોલી તેણે યમુનાના આંસુ લુંછ્યાં. યમુનાને બહુજ રડવું આવ્યું અને તેણે ગોપિકાબાઇની ખાંધપર ડોકું ટેકાવ્યું. કેટલોક વખત ગયાબાદ યમુના રડતી આંખે અને હિબકાં ભરતાં-હદયે ધીમે એવાજે બોલી,—"માસી, હવે મને જીવીને આ જગતમાં શું કરવું

છે વારૂ? પરમેશ્વર હવે મારી અરજ ધ્યાનમાં લેતો વધારે સારૂ. હું યમુના સરખી હતભાગ્ય છોકરી આખી દુનિયામાં કાંઇ પણ જગોએ હશે શું? માસી મેં વ્યર્થ જન્મ લીધો, ફોગટ માતુશ્રીએ નવ મહિના સુધી ભાર વેંઠાર્યો! આના કરતાં જન્મતાંજ હું મરણ પામી હોત તો શું ખોટું હતું? પણ એમ બને કયાંથી? પછી આ નરકવાસ કોણ ભોગવે? હાયહાય, ધિક્કાર હજો મને અને મારા જીવતરને! આ મારો મનુષ્યદેહ મિથ્યા નથી શું? આના કરતાં પશું, પક્ષી,નિદાન પથ્થર બની પથ્વીપર પડી હોત તો ઠીક થાત! પણ વ્યર્થ આ સ્ત્રીઓનું જીવતર! કેટલું પરાધીન જીવવું? અને કેટલી નાજુક દુઃખદાયક સ્થિતિ આ? આના કરતાં પુરૂષ જન્મી હોત તો કેટલી સ્વતંત્ર રીતિથી વર્તવાનું મળ્યું હોતે? માસી, હું કસમ ખાઇને કહું છું કે, હવે મને મારી આ સ્થિતિનો ખરેખર કંટાળો આવ્યો છે. આના કરતાં ગમે તેવો ઉપાય યોજી આ ભયંકર હાલતથી મુકત થઇ અક્ષય સુખમાં હું જાઉં એવી તજવીજ કૃપા કરી તું મને બતાવ."

યમુનાનું બોલવું સાંભળી ગોપિકાબાઇએ આ વેળાએ તેના મનનું બહુજ સમાધાન કર્યું. તે બોલી "યમુને, કેટલી અધુરી અક્કલ તારી! હું આજ પર્યંત મારા મનમાં સમજતી હતી કે, યમુના ઘણીજ શહાણી અને ગંભિર છે. પણ સહન શિલતાનો ગુણ તારામાં અદ્યાપિ વસતી કરી રહી શકયો નથી. ઘેલી, સ્ત્રીઓનો જન્મ શું તું સામાન્ય જેવો તેવો સમજે છે! સ્ત્રી જન્મ થયો એટલે શું થયું? ગમેતેમ પણ મનુષ્ય જન્મ તો ખરો! પશુ આદિની યોની શા ઉપયોગની? ત્યાં જ્ઞાનપ્રાપ્તિ છે? કોટીજન્મ પાણીમાં મનુષ્યજન્મ અત્યંત દુર્લભ છે. પુષ્કળ સુકૃત્ય વિના અને ઇશ્વર કૃપાવિના

મનુષ્યદેહની પ્રાપ્તિ થતી નથી. આજ પર્યંત કેટલી સ્ત્રીઓએ પોતાના જન્મનું સાર્થક્ય કરેલું છે? સ્ત્રી દેહ થયો એટલે શું તે મનુષ્યદેહ નથી અને મનુષ્યદેહની પ્રાપ્તિ પરમેશ્વર મેહેરબાની કરી આપેછે, તો તે શું કેવળ આ જગતમાં અશાશ્વત સુખોપભોગ લેવા માટેજ આપેછે શું? મનુષ્યદેહ કૃપા કરી આપવામાં ઇશ્વરનો બીજો કોઇ હેતુ નથી? આહાર, નિદ્રા ઇત્યાદિ જે છે તેજ મનુષ્યદેહનાં કર્તવ્યકર્મો, એમજ શું તું સમજે છે? એ કાર્યનો પશુ પક્ષિઓમાં પણ છે. તો પછી પશુ પક્ષિઓ કરતાં મનુષ્ય જન્મ શ્રેષ્ટ શાથી વારૂ? આ ઉપરથી આહાર, નિદ્રા ઇત્યાદિ બાબતો વિના બીજાં પણ કર્તવ્યકર્મો મનુષ્ય જન્મના હોયછે અને તે માટે મનુષ્ય જન્મ પરમેશ્વરે આપેલો છે, એવો પ્રભુનો હેતુ સ્પષ્ટ જણાઇ આવેછે. તે ધ્યાનમાં આવ્યા શિવાય કેવળ ઐહિક ભોગ માટેજ મનુષ્યજન્મ છે, એમ સમજી તે સંબંધે નિરાશ થઇ લાગલીજ પોતાના જીવપર આવી જઇ, ઇશ્વર દત્ત અમૂલ્ય મનુષ્ય જન્મ ઉપર રીસાઇ તે વિષે ઉદાસ બનવું—કાયર થવું એ કેટલું મૂર્ખપણાનું કામછે વારૂ? પ્રિય યમુને, તે માટે તું બરોબર વિચાર કર. આ જગતમાં તારા કરતાં વધારે દુઃખી એવાં કોઈ પણ માણસો નથી શું? બાઇ, લાખો માણસો તારા કરતાં હજાર દરજ્જે અધિક દુઃખી આ જગતમાં સાંપડેછે.તારા સરખી બાળવિધવા હજારો જોવામાં આવેછે,તારી પેઠે જેની માતુશ્રી મરી ગયેલી છે,એવી સેંકડો નિરાધાર કન્યાઓ દૃષ્ટિ ગોચર થાય છે. દુર્દૈવે કરીને અત્યારે તને આવું ઘોર વૈધવ્ય દુઃખ પ્રાપ્ત થયું તે સર્વ પ્રકારે ભુંડું છે તથાપિ થઇ ચુકેલી વાતનો ઓરતો કે ઇલાજ શો? એ સર્વ પરમેશ્વરની ઇચ્છા છે, એમ સમજી અંતઃકરણ સ્વસ્થ કરવું જોઇએ. પરમેશ્વરેચ્છાથી તારૂં સં-

સાર સુખ નષ્ટ થયું, પરંતુ પારમાર્થિક સુખ તો હજી આ મનુષ્ય દેહવડે સાધી શકાય તેમ છેકે નહી? પછી તેમાં શું નઠારૂં-માઠું થયું છે? સંસારસુખ નાશવંત અને અશાશ્વત છે. વધારે શું-આ લોકનું સર્વ ક્ષણિકજ છે. એટલા માટે એવું જે કેવળ ક્ષણિક અને અશાશ્વત આ લોકનું સુખ, તેનો નાશ થશે, તો તે માટે શહાણા જનોએ શોક કરતાં બેસવાનું કારણ શું? મનુષ્ય દેહ કાયમ છે તો પછી કમીપણું શાનું છે? મનુષ્ય દેહથી સર્વ કાંઇ પ્રાપ્ત થઇ શકે છે. વિચારી જો, જે મનુષ્ય દેહવડે અક્ષય, શાશ્વત અને અખંડ સુખ પ્રાપ્ત થાય છે, તે મનુષ્ય દેહવડે આ લોકનું અમુક એક પ્રકારનું સુખ પ્રાપ્ત થઇ શકનાર નથી, એમ તું સમજે છે શું? બીજી વાત એછે કે, મનુષ્યે સંકટ સમયે ધૈર્ય તજીને ઉતાવળા-બહાવરા બનવું નહીં જોઇએ. જે માણસ ગંભીર વૃત્તિથી વર્ત્તે છે, તેનું સર્વ કાંઇ પરમેશ્વર રૂડુંજ કરેછે. કદાચિત હજી પણ તારા પ્રત્યે બનેલો પ્રકાર ખોટો ઠરી કેમ જાણ્યું કે તારો સ્વામિ તને ફરીથી પ્રાપ્ત નહીં થાય? યમુને, "હરિ કરે સો હોય" એવું એક સાધુજનનું વાક્ય છે, અને તે અક્ષરસઃ ખરૂં છે—ખરોખર પરમેશ્વરની ઇચ્છાએ જે જોઇએ તે બને છે. સંકટ પ્રાપ્ત થયું હોય તો તે જગનિયતાને અનન્ય ભાવે શરણાગત થવું. અને તેને પોતાના સર્વ દુઃખની હકીકત નિવેદન કરવી, એટલે ગમે તેવું દુર્ધટ સંકટ આવ્યું હોય, તોપણ તે એકાએક સહાય કરી આપણને આશ્ચર્યચકિત બનાવે છે, તેમાં કશો સંશય નથી. સંકટ સમયે મનુષ્યો અન્ય ઉપાયો કરવામાં ગુથાઇને પરમેશ્વરને શરણે જવાનું અને તેની સહાય માગવાનું વિસરી જાય છે, તે તેમની મોટી-મહામારથ ભુલ છે. તેને શરણે જઇએ તો તે ઇચ્છા મુજબ કરેછે અને ગમે

તે આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ. તેની કૃપાથી કદી મ- ટવાનું નહી—દૂરથવાનું નહીં, એવું મહાન ભયંકર સંકટ કદી પણ આ જગતમાં ઊત્પન્ન થનાર નથી; અને તેથી યમુને, તું પરમેશ્વરને શરણે જા. તેની પ્રાર્થના કર, એટલે તે તને તારા સંકટમાંથી ખચીત પાર પાડશે."

યમુના—શું, ઇશ્વર મને હવે આ વૈધવ્ય સમુદ્રમાંથી ડુબી મરતી ઉગારશે? શું મારૂં નષ્ટ થએલું સંસાર સુખ પુનઃ મને પ્રાપ્ત કરી આપશે?

ગોપિકા૦—તેને શું અગાધ છે! તેની ઇચ્છા હશે તો તે સર્વ કાંઇ કરી શકશે.

ય૦—પણ મારો વૈધવ્ય સમુદ્ર સુકોજ દુઃખરહિત બનાવી આપશે?

ગો૦—તેમાં શો સંશય? વૈધવ્ય સમુદ્રના દુખરૂપ ઝેરી પાણીનો નાશ કરી તે સ્થળે ફરીને સૌભાગ્ય સમુદ્રનું સુખ રૂપ પાણી ભરી આપવાને તે શક્તિમાન છે.

ય૦—હા. મને યાદ આવ્યું. મારી માતુશ્રીએ પણ મ ને એમજ કહી મુકયું હતું. પણ માસી, પૂર્વે એવા દાખલા એ બની ગયા છે શું? નષ્ટ થયેલું સૌભાગ્ય ઇશ્વર કૃપાથી પુનઃ કોઇને પ્રાપ્ત થયું છે શું?

ગો૦—હા, એવાં ઉદાહરણો પુષ્કળ છે. સાવિત્રીની કથા તને માલુમ નથી શું? તેનો સ્વામિ મરણ પામ્યો હતો, પરંતુ તેના વિશેષ નિર્દોષ આચરણને લીધે પ્રભુને તેને પુનઃ જીવતો કરવો પડયો.

ય૦—હા. ખરી વાત. એ કથા મેં સાંભળેલી છે. સા વિત્રી મહાન પતિવ્રતા હતી.

ગો૦—અને સીમંતિની કથા કદી તેં સાંભળેલી છે?

તેને પણ તારા જેવુંજ વૈધવ્ય પ્રાપ્ત થયું હતું, પરંતુ પુનઃ તે સૌભાગ્યવતિ બની.

ય૦—હા. સીમંતિની કથા મને માતુશ્રીએ એકવાર કહી સંભળાવી હતી. તે પુરેપુરી મને યાદ રહી છે! સિમંતિની નો સ્વામિ ચિત્રાગંદ યમુના નદીમાં બુડી ગયો હતો નહીં?

ગો૦—હા,હા. યમુનામાં બુડી ગયો હતો ખરો. પણ પછી તે પુનઃ સજીવન થઇ પાણી ઉપર આવ્યો ત્યારે બમણું આયુષ્ય બમણું બળ અને પુષ્કળ દ્રવ્ય લઇ આવ્યો હતો.

ય૦— હા. પણ માસી, સિમંતિની સરખું મારૂં ભાગ્ય હવે આ જન્મમાંજ પુનઃ ફળ પામશે શું? એવી કૃપા પ્રભુ મારાપર હવે કરશે શું? અહાહા! એવો દહાડો આવ્યા પછી મારા આનંદને કેવી ઉપમા આપવી!

યમુનાનું એવું બોલવું સાંભળી ગોપિકાબાઇ તે વખતે ગળગળી થઇ ગઈ, અને તેણે પુનઃ યમુનાને છાતી સરસી દાબી, મુખચુંબનો લઇ ફરીને વળી તેના મનનું વધારે સમાધાન કરયું. યમુનાને ગોપિકાબાઇએ પુષ્કળ સુબોધક વાર્ત્તાઓ કહી સંભળાવી, અને "પ્રભુ કૃપા હશે તો હજી પણ તારો ખરો સ્વામિ કોઇ સ્થળે જીવતો હોઇને તે તારી પાસે આવી તને ફરીથી મળશે" એમ પણ કહી સંભળાવ્યું. છેલે ગોપિકાબાઇના મધુર અને સમાધાનકારક શબ્દો સાંભળતાં સાંભળતાં તે રાત્રીએ યમુના નિદ્રાવશ થઇ ગઇ.

---

## પ્રકરણ ૭ મું.

## યમુનાની નિદ્રા.

"કામાતુરોને નથિ ભીતિ લજ્જા."

મનુષ્યોને કોઈ પણ કામનો એકવાર છંદ લાગ્યો, એટ

લે પછી તે કામમાં ગમે તેવાં વિઘ્નો આવે તોપણ તે માણ સ તે વિષે વિધિનિષેધની કશી પરવાર રાખતો નથી. "ગ રજવંતને અક્કલ નહીં" એ કહેવત ખરી છે. નાનાસાહેબ દુષ્ટ હેતુથી હજી પણ મુક્ત થયો નહીં. તેને અહોરાત્ર આં ખમાં, મનમાં અને ધ્યાનમાં માત્ર યમુનાજ જણાતી હતી. યમુના વશ થાય, એટલા માટે અત્યાર સુધી તે અનેક યત્નો કરી ચુક્યો હતો. અને પુષ્કળ દ્રવ્ય પણ તેણે ખર્ચી નાંખ્યું હતું. આ સઘળાં નાનાસાહેબનાં ફાંફાથી યમુના અંજાણી ન હોતી. પરંતુ તેને ગોપિકાબાઇનો સબળ આશ્રય હોવાથી અ ત્યાર સુધી નાનાસાહેબના હાથથી તેની આબરૂને ધક્કો પહોં ચી શક્યો નહોતો. અહોરાત્ર નાનાસાહેબનો ધંધો માત્ર યમુના મે ળવવાનો હતો. યમુનાની ચર્ચા નિહાળવામાં તે નિમગ્નથયેલો જ્યારે ત્યારે દૃષ્ટિગોચર થતો હતો. યમુના ચાલે છે કેમ, યમુના બેસે છે કેમ, યમુના ઉભી રહે છે કેમ, ઇત્યાદિ યમુનાનાં ત મામ કામકાજ ઉપર અને તેની મુખમુદ્રાપર નાનાસાહેબની પુર્ણ નજર હતી. ઘરમાં ગોપિકાબાઇની ધાક જબરી હોવા થી યમુના સબંધી કોઇ ખરાબ વાત ખુલ્લી રીતે નાનાસાહેબ કરી શકતો નહોતો. પરંતુ તે રાત્રદિવસ કેવળ યમુના ઉપર ટપી રહયો હતો. ઉંદિર માટે બિલાડો જેવો સાધુપણાનો ઢોં ગ સોંગ કરી એક સરખું ધ્યાન લગાડે છે, માછલી માટે બ ગલો જેવો સ્વાર્થ પરાયણતામાં ચકચુર થયેલો માલુમ પડે છે, તેવોજ ડોળ નાનાસાહેબનો યમુના પ્રત્યે હતો, યમુના ઘરમાં અ- હીંથી તહીં જતી આવતી હોય, તો વચમાંજ નાનાસાહેબ તેને રોકતો, કોઇવાર હળુજ તેનાપર ગુલાબનાં ફુલો નાંખતો, કો ઇવાર અતરનું પુમડું હળુજ તેના અંબોડામાં પાછળથી ગુપ-

ચુપ મુકી દેતો; કોઈવાર બારીક કાંકરીઓ મારતો અને કોઈવાર તો તેના શરીરપર પાણીની પીચકારી પણ મારવામાં તે ડરતો કે ડગતો નહીં. આવી રીતે પુષ્કળ પ્રકારે નાનાસાહેબે ઘરમાં યમુના પ્રત્યે કામચેષ્ટા ચાલુ કીધી હતી. પરંતુ કદિપણ યમુનાએ તેના તરફ ઉચું નિહાળી જોયું નહીં; કીંવા કદી પણ એક શબ્દ સુદ્ધાં તે બોલી નહીં. નાનાસાહેબના દુષ્ટ પ્રયત્નની હવે તો અવધી થઇ! તથાપિ યમુનાના કદીપણ અમરથા નેત્રકટાક્ષ પણ નાનાસાહેબપર જઇ પડયા નહીં! તો પછી બાકીની વાત તો વેગળીજ, તે કહેવાની કાંઇ જરૂર નથી. "શો વિચાર કરવો, યમુના શી રીતે પ્રાપ્ત થઇ શકશે?" એવા વિચારના ગોંધળમાં સર્વદા નાનાસાહેબનું મન ગુંથાઇ ગયું હતું. એક દિવસે યમુના સ્નાન કરી પોતાની ધોયેલી સફેદ સાડી પહેરી, જેવી ચોળી પેહેરવા જાય છે, તેવોજ તે ચોળીમાંથી એક પત્ર નિચે પડયો! યમુનાએ તે ઉપાડી લીધો અને વાંચ્યો. તેમાં એવું લખ્યું હતું કે "વિદ્યા, યૈવન, રૂપ અને દ્રવ્ય એટલી બાબતો અનુકુળ છતાં જે મનુષ્ય તેનો ઉપયોગ લે નહી, તે મનુષ્ય મહામુર્ખ છે, એવું શાસ્ત્રકારો કહે છે. મનુષ્ય જન્મ વારંવાર મળતો નથી. અને જે હઠથી પોતાના જીવને બંધીવાન બનાવી વ્યર્થ ત્રાસ આપે છે, તેને આત્મઘાત કર્યાનું પાપ લાગે છે, મનુષ્યદેહમાં યૌવનકાળ ઘણોજ સુખનો અને અપાર મૂલ્યનો છે. તેનો ઉપયોગ મુર્ખાઇને લીધે જેને લેતા આવડતો નથી, કીંવા જ્ઞાની છતાં જે મિથ્યા પોતાના જીવને બાળે છે, તેનું આ લોકમાં જીવવું કેવળ વૃથા છે. "લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું!" એ દુર્ભાગ્યની નિશાની છે. હાથમાં આવેલો

રૂડો અવસર ગુમાવી "પરલોક, પરલોક" કહી કહીને પીડા પામવી તેના જેવી બીજી તે કઇ મુર્ખતા ગણાય? પરલોક છેજ નહીં! આ લોકમાં મનુષ્યદેહને હઠયોગથી પ્રતિબંધમાં રાખી અન્ય લોકના સુખની ઇચ્છા રાખનારા માણસને ગ. ધેડા કરતાં બીજી શી ઉપમાં આપવી, તે મને મુદલ સુજતું નથી! પરલોકમાં કશું નથી. સર્વ જે કંઇ છે તે આ લોકમાં જ છે. તારા સરખી, રૂપવતિ, તરૂણ, વિલાસી અને શહાણી માનવંત સ્ત્રીએ મારા સરખો શ્રીમંત, હોંશિલો, મોજીલો અને વિલાસી પુરૂષ મેળવી યથેચ્છ સુખમાં દિવસ નિર્ગમન કરવા, એજ મનુષ્યદેહનું ખરેખરૂં સાર્થકય છે. એનુંજ નામ ખરૂં સ્વર્ગસુખ સમજવું, આવું ઉત્તમ પ્રતિનું સુખ ભોગવવું તજી દઇ જે કોઇ પોતાનું અમૂલ્ય યૌવન ગુમાવતી હશે, તેના જેવી મહામુર્ખ આ જગતમાં બીજી કોઇને પણ સમજવી નહીં. એટલા માટે અહો સુદંરી પ્રિય યમુને! તું બરોબર વિચાર કર. હાલ તું કેવળ ઉઘાડી થઇ પડી છે. તું નિરાધાર નિરાશ્રીત બની ગઇ છે. જો, મારા જેવો શુદ્ધ કાશ્મિરી સાલજોડો તને ઓઢવાને મળે છે તે તું ગુમાવ નહીં! કારણ પછી તને મોટો પસ્તાવો થશે. પરંતુ કમનસીબની વાત છે કે આ તમામ વાતો તું અલ્પકાળમાં સમજી શકે તેમ નથી. તું લોકભીતિ—લોકલજ્જાની બિલકુલ દરકાર રાખતી નહીં, હું ઘણોજ શ્રીમાન છું મેં તને એકવાર મારી કરી લીધી એટલે મારી પાસેથી તને છીનવી લેનાર તારા આપ્ત મંડળમાંથી કોઇપણ નિકળી આવનાર નથી. આ નાનાસાહેબ કેવળ તારો દાસ છે. અને આ જગતમાં નાનાસાહેબનું જે કંઇ છે તે તમામ તને સમર્પણ કરવામાં આવેછે. નાનાસાહેબના દેહની, જીવની અને ઐશ્વર્યની તું સ્વતંત્ર ધ

ણીરણી બની છે. સુંદરી, આના કરતાં અધિક તે તને શું લખવું! તું તારા બાપનો ભય બિલકુલ રાખીશ નહીં-તે મને આ કામમાં પૂર્ણપણે અનુકૂળ છે. તારા સાસરિયાનાં માણસોથી તો હું બિલકુલ ડરતો નથી. થયું હવે! આ પ્રમાણે તારો અને મારો પ્રીતિયોગ થવાને હવે કોઇ પણ જાતની અડચણ કે બાધ રહયો નથી. ફક્ત તું તારી દુષ્ટ મન સંકલ્પનાને એકવાર ખુબ ખંખેરી કહાડીશ, એટલે મનની સર્વ ઇચ્છાઓ પાર પડી શકશે હવે હું મારો પત્ર પુરો કરૂં છું આ કામમાં જેટલી ઉતાવળ કરીશ, તેટલું વધારે સારૂં!"

પત્ર વાંચતાંજ યમુનાના અંગપર રોમાંચ ખડાં થયાં સંતાપથી તેનું શરીર થરથર કાંપવા લાગ્યું અને કેટલોક વખત સુધી તે ઘણાજ ગહન ઉંડા વિચારમાં ઊતરી પડી છેલ્લે તેણે એ પત્ર ગોપિકાબાઈને બતાવ્યો, ત્યારે તેને પણ અપાર માઠું લાગ્યું તથાપિ તેણે ઘણીજ ધીરજથી યમુનાનું સાંત્વન કર્યું. અને કહ્યું,—"બેહન, તું એ વાતની બિલકુલ કાળજી કરતી નહી, બિલકુલ ભય રાખતી નહી મારાથી બની શકશે, તેટલું કરીને એવોતો પાકો બંદોબસ્ત કરી શકે ફરીથી તારૂં કોઈ નામ પણ લઇ શકે નહીં. તું સ્વસ્થ થા."

એ પ્રમાણે થયા બાદ કેટલાક દહાડા સુધી નાસાહેબે યમુનાના પ્રત્યુત્તરની રાહ જોઇ પરંતુ તે પોતેજ અનુકૂળ થઈ પડે, તેવો કશો રંગ જણાયો નહીં. તેવામાં એક દહાડો ગોપિકાબાઇએ યમુના સંબંધી નાનાસાહેબને ખુબ ખંખેરી કહાડયો. તેણે નાનાસાહેબને સ્પષ્ટ કહી સંભળાવ્યું; "ફરીને યમુનાના સંબંધમાં તમારી ગેરવર્તણુંક જો મારા જોવામાં આવી, તો હું લાગલીજ આત્માહત્યા કરીશ! જો તમારે મા

રા જીવની ગરજ હોય તો યમુનાને રસ્તે તમારે કદી પણ જવું નહીં." આપ્રમાણે ગોપિકાબાઇના કહેવાથી નાનાસાહે બની દુષ્ટવૃતિ બેસી તો ગઇજ નહીં, પણ ઉલટી યમુના વિષેની તેની ઉત્સુકતા અધિકજ વધી પડી. તે તેના વિષે બ હુજ કામાતુર બન્યો. ઢોંગી લોકોના ફંદમાં પડીને તેણે બહુ બહુ દેવદાનાવોની માનતા, ટુચકા અને બાધાઆખડીમાં પુષ્ક ળ દ્રવ્ય ખરચ્યું. દોરાધાગા અને મંત્રતંત્રનો પણ પાર રાખ્યો નહીં, છેલ્લે એક કામણગારા માણસે નાનાસાહેબ પાસેથી પુ ષ્કળ પૈસા ધુતી લઇ એક એવી વનસ્પતિ મંત્રી આપી કે, નાનાસાહેબને તે વખતે પોતાનું કામ ફતેહ થયું, એમ લા ગ્યું; વનસ્પતિ આપતી વખતે એ ધુતારાએ એમ કહી સં ભળાવ્યું કે "બે પ્રહાર રાત્રી ગુજરી ગયા કેડે ત્રીજા પ્રહર માં તમારી માશુક પાસે તમે જાતે જઇ તેનાં અંબોડામાં આ મંત્રેલી વનસ્પતિ ઘાલજ્યો. આમ કરવાથી તે બેશુદ્ધ બ- ની જશે. એવી બેશુદ્ધ અવસ્થામાંજ તમે તેને ઉચકી લઇ આવી તેને પલંગપર પોઢાડજ્યો. એટલે જ્યારે જાગૃત થ શે ત્યારે તે પોતાની મેળેજ તમારા પર અપૂર્વ પ્રીતિ બતા વશે અને તમારૂં કાર્ય ભલીભાતે પાર પડશે."

એ વનસ્પતિ પ્રાપ્ત થયા પછી નાનાસાહેબ તે રાત્રી- એ સંકેત પ્રમાણે જાગતો બેઠો. બે પ્રહર રાત્ર ગુજરી જઇ બીજા પ્રહરનો અમલ શરૂ થયો હતો. તુળશીબાગનું નગાર ખાનું વાગી રહી, છેવટની નોબત ગડગડવા લાગીહતી. રાત્ર ઘોર અંધારી હતી, તેથી પેહેરગીર સિપાઇ લોકો પ્રત્યેક ગ- લીઓમાં સાવધપણા માટે બુમો પાડી રહેલા હતા. આ સમ યે પુણામાં રાત્રીએ ઘણોજ બંદોબસ્ત રાખવામાં આવતો હ તો, કારણ વાસુદેવ બળવંત ફડકેની ધામધુમ ચારે તરફ ભી

તિદાયક થઇ રહી હતી. રાત્રીના નવ વાગ્યા પછી શેહેરમાં ફ રવાની સખ્ત મનાઇ કરવામાં આવી હતી. ચારે તરફ ગુપ્ત પોલીસ સીપાઇઓ ફરવા લાગ્યા હતા. અને જ્યાં તેઓને સંશય ઉપજતો. ત્યાં તેઓ ઉભા રહી બારીકીથી શોધ કરતા હતા. શેહેરમાં સ્થળે સ્થળે પોલીસના થાણાઓ રાખવામાં આવેલાં હતાં. "વાસુદેવ બળવંત ફડકેને જે કોઇ પકડી આપે તેને ત્રણથી પાંચ હજાર રૂપિયા ઇનામ આપવામાં આવશે" એવાં ઝાહેરનામાઓ નામદાર સરકારના હુકમથી ઠેકાણે ઠેકાણે લાગી રહેલાં હતાં, સારાંશ આ સમય વાસુદેવરાવના સંબંધે પુણામાં વિશેષ સખતાઇ ભરેલો દૃષ્ટિગોચર થયો હતો, તેમાં કશો સંશય નહીં.

એવા પ્રકારની સ્થિતિ તે વખતે શેહેરમાં છતાં, આપણો એ કામાંધ નાનાસાહેબ કોઇ નિરાળાજ ઉદ્યોગમાં ગુંગ થયેલો હતો, એ પ્રિય વાંચનાર સમજ્યાજ હશે ! તે ત્રણ પ્રહર રાત્રીનો વખત ક્યારે ગુજરશે, તેની આતુરતાથી રાહ જોતો બેઠો હતો. એટલામાં ઘડિયાળમાં બે ટકોરા થયા, તે સાંભળી તે પોતાના ઉદ્યોગે લાગવા તૈયાર થયો. પ્રથમ તેણે કમર બાંધી અને પછી વનસ્પતિનું પડીકું ભેઠમાં ખોસી હળુજ દાદરેથી નીચે ઉતર્યો. પાછળના ચોકનું બારણું ઉઘાડી તે વચલા ઓરડામાં દાખલ થયો. ત્યાં એકજ પલંગપર ગોપિકાબાઇ અને યમુના બંન્ને સુતેલાં હતાં. નાનાસાહેબ હળુજ પાસે ગયો; ત્યાં દીવો બળતો હતો પરંતુ પ્રકાશ મંદ થયો હતો. ઘરની રસોયાણીબાઇ અને ગોપિકાબાઇની બેહેનનાં બાળકો ભોંયપર બિછાના નાંખી સુતેલાં હતાં. સર્વ માણસો કેવળ પુર્ણ નિદ્રામાં નિમગ્ન થઇ ગયાં હતાં. ગોપિકાબાઇ પણ આ વખતે ભર ઉંઘમાં હોઇને મ્હોંપર લુગડું ઓઢી સુઇ રહી હતી.

શિવાય તેનું મ્હોંડું યમુના તરફ નહી, પણ સામેની બાજુએ હતું. યમુનાનું મ્હોં જ્યાં નાનાસાહેબ ઉભો હતો તે તરફ હતું. પરંતુ તે પણ ભરઉંઘમાં કેવળ બેસાવધપણે સુપ્ત રહી હતી. યમુનાનો એક પલંગ નીચે લટકતો હોઇને તેનાપર સફેદ મખમલની સાડીનો છેડો પ્રસરી રહ્યો હતો. આથી તેનો દેખાવ, મોર આનંદને સમયે જેમ પોતાના પિંછા ઉભાં કરી એક સરખાં પ્રસરે છે, તે પ્રમાણે દૃષ્ટિગોચર થતો હતો. પગમાં ચાંદીના તોડા શિવાય યમુનાના અંગમાં બીજો એકપણ દાગીનો નહોતો. તથાપિ તેનું રૂપ મોહકપણામાં લેશમાત્રકમી થયું નહોતું. તેનો જે એક પગ પલંગ નીચે લટકતો હતો, તે એક પગનીજ શોભા નિહાળી નાનાસાહેબ કેવળ હર્ષઘેલો બની ગયો, તો પછી તેના બાકીના અવયવોની સુંદરતા નાનાસાહેબને મોહિત કરી નાંખે તેમાં વધારે આશ્ચર્ય શું ? તેનું સુંદર ચંદ્ર સરખું વદન, તેના હરણી સરખાં નેત્રો, તેના ધનુષ્યાકૃત્તિ ભ્રમરો, તેનું વિસ્તીર્ણ દીવ્ય કપાળ, તેનું સરળ નાક, તેના પાકેલા ટીંડોરા સરખા લાલચોળ-ચાટકદાર હોઠ, તેના રત્નપંક્તિ સરખા દાંત, તેનો ભુજંગ સરખો કાળો તેજસ્વી ચોટલો ઇત્યાદિ અવયવો જ્યારે પુર્ણપણે નાનાસાહેબના નિરખવામાં આવ્યાં, ત્યારે તો તેની વૃત્તિ કેવળ બેહોશ બની ગઇ. તેને હવે એમ લાગ્યું કે, "ઉપર માળપર લઇ જઇ યમુનાને આલિંગન આપું, ત્યાં સુધી મારાથી શી રીતે ધીરજ ધરી શકાશે ? અહીયાંજ મારા આ બાહુનું સાર્થક્ય કરવું એ વધારે સારૂં. પર્વણીનો કાળ ગુજરી ગયા પછી તિર્થમાં સ્નાન કરવું જેમ સામાન્યપક્ષનું થઇ જાય છે, તેમ વખત વિત્યા પછી મારૂં પણ એવુંજ થનાર છે. અહાહા! કેવો આજનો દિવસ! ધન્યભાગ્ય અને ધન્યઘડી આજની!!

આજ મારા તૃષિત ચક્ષુની તૃપ્તિ થઈ. સુંદરી, આજની આ ઘટિકા તને પણ ઘણીજ લાભદાયક થઇ પડનાર છે. મારૂં આલિંગન આ તારા સુંદર દેહને થયા બાદ તું બિલકુલ પાછું વાળી નિરખનાર નથી! સર્વ સંકોચ તજી દઇ એકદમ મન મોકળું કરી નાંખ! અને પ્રસન્ન વૃત્તિ સહિત મહા સંતોષથી આપણા બંન્નેના કરપલ્લવે કરીને આ કૃતકૃત્ય થયેલા શરીરને ઘટ આલિંગન આપી સપ્રેમયુકત બાથ ભીડ!! પછી જે આનંદવૃત્તિ પ્રાપ્ત થશે, તેના અપૂર્વ સુખનું વર્ણન કરવાને પ્રત્યક્ષ બ્રહ્મદેવની માએ પણ સવાશેર સુંઠ ખાધેલી નથી. ઠીક છે; તોપછી હવે આજ નિશ્ચય ઠર્યો. આ જો. આગળ હાથ લંબાવું છું! પણ પેલી બીજુએ એક પ્રચંડ વિઘ્નરાસી કર્કશા સુતેલી છે, તે જો જાગૃત થશે તો મારૂં સઘળું કૃત્ય મિથ્યા ગયા વિના રહેશે નહીં. ત્યારે હવે તે માટે શી યુકિત કરવી? હા, હા, આ પણ એક મહાન સંકટજ છે. નહીતર આમજ કરૂંછું. પ્રથમ આ વનસ્પતિ તેના અંબોડામાં ભરાવી પછીથી તેને ઉચકી માળપર લઇ ગયા બાદ મરજી પ્રમાણે સઘળું કરી શકાશે. ઠીકછે ત્યારે; પ્રથમ તો આટલુંજ કરવું."

પ્રિય વાંચનાર, નાનાસાહેબે એજ વિચાર કાયમ કરી પ્રથમ યમુનાના અંબોડામાં પેલી વનસ્પતિ ભરાવી લીધી. અને પછી હળવે તેની ગરદન તળે હાથ ઘાલીને તેને ઉચકવા લાગ્યો એટલામાં તે જાગૃત થઈ "કોઇ પુરૂષ મને ઉપાડેછે" એમ સમજી મોટેથી "ચોર અરે ચોર! દોડો! દોડો! માસી જાગરે જાગ!! ઘરમાં ચોર પેઠો ચોર! ઉઠ ઉઠ ચોર ચોર!" એમ બૂમો પાડવા લાગી. ગોપિકાબાઇ સત્વર જાગૃત થઈ. ૨ સોયાણીબાઇ એક બીજી દાસી અને ગોપિકાબાઇની બેહેનનાં તમામ બાળકો જાગી ઉઠયાં. અને એ તમામ માણસો યમુનાની પેઠેજ ગભ-

રાઇને "ચોર ચોર ! દોડો દોડો !" એમ એક સરખું પોકારણુ પાડવા માંડયાં. શોરબકોર થવાથી ઓટલાપરના, માળપરના સરવે ચાકર લોકો જાગૃત થઇ નીચે ઘરમાં આવ્યાં. તે તમામ લોકો પણ "ચોર ! ચોર !" એમ આરડતાં આરડતાં શોરબકોરમાં અસાધારણ વધારો કરી મુકયો. ત્યાં ધાંધલની ધમાલ, જોસબંધ ચાલી રહી. કોઇ દીવો, કોઇ લાકડી અને કોઇ પથરાઓ શોધવા લાગ્યાં. એટલામાં દેવડીપરના પેહેરેગીર સીપાઇઓ ઓટલાપર બેસીને ઝોકાં ખાતા હતા તેઓ પણ જાગૃત થઇ ત્યાં હાજર થયા. અને સઘળાંઓ મળીને ચોર ક્યાં છે, તે વિષે શોધ કરવા લાગ્યાં. આપણો નાનાસાહેબ તો આ વેળાએ યમુનાની આશા છોડી ત્યાંથી કયારનોએ પોબારાં ગણી ગયો હતો. પ્રથમ તે મુંગો મુંગો જડપથી માળપર ચઢી જઇ, પછીથી પાછો ઉતરી શાહુકાર બની "શું છે, શું થયું, ચોર કયાં છે !" એમ બોલતો બોલતો સર્વ સમક્ષ નિચે ઉતર્યો. છેલ્લે ચોરનો તો કશો પતો લાગ્યો નહી. પરંતુ આપણા નાનાસાહેબની મુરાદ પાર નહી પડતાં વચમાં "નાચકણામાં કુદકણા" જેવો ઘાટ થઇ ગયો ! વનસ્પતિના પ્રભાવે; કરીને કદાચ ઘડિ બે ઘડિ પછી યમુના પોતેજ આપણાપર પ્રેમ બતાવતી આપણી પાસે આવશે, એવી નાનાસાહેબની ધારણા પણ ઊંધી વળી ગઇ ! કારણ ગોપિકાબાઇ, યમુના, રસોયાણી, બાળકો અને ચાકર નોકરોને ત્યારપછી પ્રભાત થતાં સુધી બિલકુલ ઉંઘ આવી નહી.

આ પ્રસંગે આવી રીતે નાનાસાહેબ આશાભંગ થયો, અને તેને બહુજ માઠું લાગ્યું. તોપણ તેની દુષ્ટ વાંચ્છનાંમાં તો તિલમાત્ર અંતર પડયો નહીં. ઉલટો તેના નિર્લજ પણામાં થોડો વધારો થયો. તે આ અજમાવેલો માર્ગ તજી

દઇ પોતાનો હેતુ પાર પાડવા માટે કોઇ બીજો ઉપાય શોધ વામાં રોકાયો અને તેનું વર્ણન આપણે હવે પછીના પ્રકરણ માં વાંચીશું.

---

## પ્રકરણ ૮ મું.

# સુધારાવાળાઓનું મંડળ.

(આર્યાર્ધ.)

વ્યસન ચતુરને ચુકવે, ચપળ હરણને પારધિ જેમ બાંધે;
(મોરોપંત) (ભા.)

પાંચમા પ્રકરણના આપણા પેલા ફક્કડ પ્રવાસીને રસિક વાંચનારાઓ વિસરી ગયા નહીં હોય. વિઠાજીના વિલાસ મંદિરમાંથી ચાલી નિકળ્યો, તે તમોને માલુમજ છે. થોડે દૂર ગયાબાદ તેનામાં ઉતારે જવાનું સામર્થ્ય રહ્યું નહીં પરંતુ તે સ્વભાવે હોશિયાર હોવાથી ચોકમાં આવતાંવાર તેણે એક ભાડાની ગાડી કરી લીધી. અને તેમાં બેસી પ્રથમ તે ડાકટરના દવાખાનામાં ગયો; ત્યાં પોતાની પ્રકૃતિ બતાવી બનેલી સઘળી હકીકત ડાકટરને નિવેદન કરી. ડાકતરે તાબડતોબ વામેટની દવા આપી એકવાર પુષ્કળ વામેટ કરાવ્યું. તેથી પેટમાંનું સર્વ કાંઈ એકદમ બહાર નિકળી જઇ તેનો કોઠો શુદ્ધ થઇ ગયો. અને તેથી તેના જીવને આરામ ઉપજ્યો. પછી ડાકટરે વામેટનું પૃથક્કરણ કર્યું, તો તેમાં સોમલનો અંશછે, એવું કેવળ નિશ્ચયપૂર્વક ઠર્યું, આ કાળું કામ વિઠાજીનુંજ હશે એવો પાકો વેહેમ ઊત્પન્ન થયો. અને આગળ ઉપર વિશેષ ચોકશી કરતાં છેવટે એ વાત ખરીજ ઠરી.

વિઠાજીએ કોર્ટમાં જુબાની આપતાં જણાવ્યું કે "પુણાના નાનાસાહેબે શીખવવાથી પાંચ હજાર રૂપીયા લઇ આ મેં દુષ્ટ કૃત્ય કર્યુંછે. પાનની પટીમાં લવિંગ, એલચી, કેશર જાયફળ ઇત્યાદિ સંપુર્ણ મશાલો નાંખી, તેમાં નાનાસાહેબે મોકલાવેલું વિષ નાંખી મારા દોસ્ત પ્રવાસીને મેં તે પટી ખાવા આપી હતી."

અહીં સુધી મુકરદમો ચાલી કેટલીક હકીકત બાહાર આવ્યાબાદ, શેહેર માજીસ્ત્રેટને લાંચ આપી લુબ્ધ કરવામાં આવ્યો. નાનાસાહેબ તરફથી કપટ રચાયું. પરંતુ તેવામાં ત્યાંના મેજીસ્ત્રેટની બદલી થવાથી કેટલાક દહાડા સુધી મુકરદમાની સુનાવણી મોકુફ રહી.

મુકરદમાનો નિવેડો જલદીથી આવ્યો નહીં. અને આપણો પ્રવાસી તો અત્રે રહેવાને બહુ કંટાળી ગયો હતો. તેનું મન ઘણું ઉદાસ થયું હતું. વિકાજીની સોબતથી તેના મન પર જે વિલક્ષણ અસર થઇ અને જે મહદ્ પરિતાપ થયો તેનું વર્ણન થવું ખરેખર ઘણુંજ મુશ્કેલ છે. ચૈન, લાલાઇ અને મોઝમજાહ કરવાની ખોડ તે કેવળ વિસરી ગયો. તેને એમ લાગ્યું કે દશ હજાર રૂપિયા ગુમાવતાં છતાં પણ આજ જીવનોજ જતો રહેતો હતો. પરંતુ ઇશ્વર કૃપાથી બચી ગયો છું-ઉગરી ગયો છું! હવે કદી પણ વેસ્યાના છંદમાં પડવું નહીં પરંતુ હવે કયા પ્રકારના કાર્યમાં ગુંથાવું, કોની પાસે જવું, કોની સલાહ પ્રમાણે વર્તવું, કોની સાથે સ્નેહ બાંધવો, કયા પ્રકારનો ઉદ્યોગ કરવો, હવે મને દ્રવ્ય સંપાદન શાથી થશે, ઘેર જઇને મ્હોંડું બતાવવાનો તો હવે વખત રહ્યો નથી. ધંધારોજગારે પાંચ પૈસા મેળવ્યાવિના માબાપને મ્હોંડું શી રીતે બતાવવું, આવીજ સ્થિતિમાં ઘેર જાઉંતો

શો જવાબ આપવો? ઘરમાંથી ચોરી કરી આણેલું ધન રાં ડે ફોસલાવી લીધું અને છેલે વિષ ખવરાવી મારી નાંખતી હતી, એવા સમાચાર ઘેર જઇને કહેવા શું? ધિક્કાર હજો મને! જન્મ લઇને કુલાંગાર નિપજ્યો! હવે કીર્તિ મેળવવી ઘટેછે. દ્રવ્ય સંપાદન થાય એવો માર્ગ પકડી મારે સુધરવું જોઇએ.પરંતુ પ્રથમ કોની પાસેજઇ રહેવુંને શો ઉપાય કરવો, તે ઠરાવવું જોઇએ. તે બાબત નિશ્ચય ઉપર આવવું જોઇએ." એવા પ્રકારના વિચારોમાં આપણો પ્રવાસી તલ્લિન થઇ ગયો.

એ રીતે પશ્ચાતાપયુક્ત અંતઃકરણથી વિચાર કરતાં છેલે તેને તેના કલ્યાણની એક યુક્તિ સુઝી. પુણે જઇને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ડાનિયલ સાહેબને મળવાનું તેના મનમાં આવ્યું. આ ગૃહસ્થે ડાનિયલ સાહેબપર મોટો આભાર કરેલો હતો, એ કાંઇ પ્રિય વાંચનારાઓથી અજાણ્યું નથી. પ્રત્યક્ષ આપણા પ્રવાસીએ તેને જીવનદાન આપ્યું હતું. અને એટલા માટેજ "ડાનિયલસાહેબ ખચીત કંઇપણ ઉપકારનો બદલો વાળશે- નિદાન પોતાને ઠેકાણે પાડશે, એવો આપણા પ્રવાસીને તર્ક ઉપજ્યો. સાહેબે મને તેજ દહાડે આગ્રહથી તેને બંગલે બોલાવ્યો હતો, પરંતુ તે વખતે ફરીથી મેં તેમની મુલાકાત લીધી નહીં, હવે આ વખતે તેજ ભલો ગૃહસ્થ મને જરૂર મદદ કરશે. બીજા કોઇની આશા કરવી વ્યર્થ છે." એવો પુર્ણ વિચાર થયાબાદ વિઠાજીનો મુકરદમો ચલાવવા માટે પોતાના તરફથી એક હોંશિયાર વકીલ નીમી પોતે પુણે જવાને ચાલી નીકળ્યો.

ડાનિયલસાહેબનો અને આપણા આ રાવસાહેબનો જ્યારે મેળાપ થયો ત્યારે સાહેબ બહાદુરે તેનો અત્યુત્તમ આદરસત્કાર કર્યો. અને બુધવારની હવેલીમાં લાગેલી આગ વખતે તેણે

જે સમયસુચકતા અને હોંશિયારી બતાવી હતી તેનાં તેણે ઘણાંજ વખાણ કર્યાં. શિવાય "તમારો મારા પર મોટો આભાર થયો છે" એવું ડાનિયલસાહેબે બોલી બતાવી પોતાની ઘણીજ પ્રસન્નતા બતાવી. ત્યારબાદ નિરનિરાળા વિષયપર બંન્નેનું કેટલુંક બોલવું થયા પછી સાહેબે કેટલાક પ્રશ્નો રાવસાહેબને પુછ્યા, તે નીચે પ્રમાણેઃ—

સાહેબ૦— તમારી ઉમર નોકરી કરવાને યોગ્ય છતાં તમે એકાદા સરકારીખાતામાં શા માટે નોકરી રહેતા નથી?

રાવ૦— હું પરિક્ષામાં પાસ થયેલો નથી, તેથી મને સરકારી નોકરી મળશે કે નહીં, તેનો શક છે.

સાહે૦— હા, વાત સાચી. પરંતુ તમે ઘણાજ બુદ્ધીવાન અને હોંશિયાર છો. ગમે તે ખાતામાં નોકરી મળેલી છતાં તમે તે યથાર્થ રીતે બજાવી જરૂર શાબાસી મેળવો, એમ મને લાગે છે.

રાવ૦— પરંતુ પરિક્ષા!

સાહે૦— પ્રથમ નોકરી મેળવી પછી પરિક્ષા આપવાનું થાય તોપણ તમારા સરખા માણસથી તે બનવા જેવું છે.

રાવ૦— પરંતુ નોકરી કયાં છે?

સાહે૦— પણ તમારા મનમાં નોકરી કરવી, એવો પુર્ણ હેતુ છે શું!

રાવ૦—પણ નોકરી કયાં છે?

સાહે૦— પણ તમારી ઇચ્છા છે શું?

રાવ૦—મારી ઇચ્છા છે, પણ નોકરી કયાં છે?

સાહે૦—પોલિસ ખાતામાં નોકરી કરશો ?

રાવ૦—સારી હશે તો કરીશ.

સાહે૦—પ્રસ્તુત વાસુદેવરાવ ફડકેના બંડને લીધે નામદાર સ-

રકાર તરફથી અમારા ખાતાગાં કેટલીક જગ્યાઓ વધારવાની પરવાનગી મળેલી છે. જો વાસુદેવરાવને પકડી તેના બંડનો નાશ કરવાના કામમાં તમે મને અંતઃકરણ પૂર્વક મદદ કરો તો તમોને હું મારા ખાતામાં મારા હાથતળે પોણોસો રૂપિયાના મારીક લવાજમથી ડિટેક્ટિવ ચીફ કોનસ્ટેબલની જગા આપવાને તૈયાર છું. તમારી હોશિયારી અને ચપળતા ઉપરથી મને લાગે છે કે તમે આ કામમાં મને સારી મદદ આપી શકશો.

રાવ૦—નિઃસંશય પુર્ણ મદદ કરીશ અને ઈશ્વર કૃપાથી આ કામગાં ખચિત યશ મેળવી આપીશ.

સાહે૦—આવતી કલે બરોબર દશ વાગતે તમારે અવસ્ય આફિસમાં આવવું જોઇએ.

રાવ૦—હુકમ પ્રમાણે હાજર થઇશ.

સાહે—વારૂ ત્યારે હવે સલામ !

રાવ૦—ઠીક છે. સલામ.

પ્રિય વાંચનાર, બીજે દહાડે દસ વાગતે આપણા પ્રવાસીની ડિટેકટીવ ચીફ કોનસ્ટેબલની જગોએ નિમણુંક થવાથી તે પોતાના ઓહ્વાનું કામ બજાવવા લાગ્યો.

અહીં નાનાસાહેબને જ્યારે યમુના વિષે કેવળ નિરાશા થઇ, ત્યારે તેણે વળી એક એવી યોજના યોજી કહાડી કે "જેથી યમુનાનું પાતિવ્રત ભંગ થાય, અને તે પોતાના નિયમને અંતરી મારી માર્ગપ્રતિક્ષા કરવા લાગે ! ! અને તેમ થયાબાદ હું તેની તરફ હસતો હસતો નિહાળી તેને હમેશ ખીજવીશ—ચીડવીશ ! યમુનાની એવી નિકૃષ્ટાવસ્થાથી જાણે હું તેનાપર દયા કરી આશ્રય ન આપતો હોઉં ! તેમ તેનું ગૃહણ કરીશ, અને તેમ થવાથી તે ખુશી થઇ મને વશ થશે ! હુ કૃતકૃત્ય થઇશ ! !"

નાનાસાહેબે પ્રથમ યમુનાના બાપને પોતાનો કરી લઇ

પછીથી તે બાપડીના પુનર્વિવાહ માટે તેણે મોટી ખટપટ કરવા માંડી. પુણામાં શાંતવનરાવ કરમળે નામનો આઠવર્ષની ઉમરનો કોઇ એક શ્રીમાન ગૃહસ્થ હતો, તેની પુર્વેની સ્ત્રી ગુજરી ગયેલી હતી. અને હાલ તેના મનમાં કોઇ સુંદર ગતભર્તૃકા સાથે લગ્ન કરવાનો વિચાર આવ્યો હતો. તે સ્વભાવે રંગીલો અને ગુલઝારગુલહૌશી હતો અને નાનાસાહેબપર તેનો ઘણોજ સ્નેહ હતો. સારીઆસ્થા હતી. તેણે યમુનાવિષેની હકીકત જ્યારથી સાંભળી, ત્યારથીજ તે તેની પ્રાપ્તિ સારૂ નાનાસાહેબની પેઠે ઘણોજ યત્ન કરતો હતો. નાનાસાહેબની મદદથી એ કાર્ય અવસ્ય અને જલદીથી થશે, એવી આશાથી તેણે નાનાસાહેબને આગ્રહપુર્વક તે કામ પાર પાડી આપવા કહ્યું. યમુનાનું ગમે તે પ્રકારે વેર લેવું અગર તેને વશ કરવી, એવો નાનાસાહેબના મનનો હેતુ હતો. અને તેથી નાનાસાહેબ, શાંતવનરાવના બોલાવવાનો અનાદર કરેજ નહીં; એ વાત ખુલ્લી છે!

પુણામાં "સુધારમંડળ" એ નામની એક સભા હતી. તેનો ઉદ્દેષ સારો હતો. આપણા લોકમાંથી અજ્ઞાન દુર થાય, આપણા લોકમાં જ્ઞાનવૃદ્ધિ થાય, આપણામાંથી અનિષ્ટ રૂઢિબંધનનો નાશ થાય, બીજા લોકોની સારી રીતભાતનું આપણા લોકો અનુકરણ કરે, બાળલગ્ન બંધ થાય, વિધવાવિવાહનો પ્રચાર થાય અને એકંદરે આપણા લોકોની ઉન્નત્તિ થઈ પૃથ્વી ઉપરના ઉન્નત દેશોની અને આપણી બરોબરી થાય, એવી આ સુધારાવાળાઓની ઇચ્છા હતી. અને તે માટે આ સુધારામંડળના સભાસદો કાયા, વાચા અને મને કરીને દારૂણ ઉદ્યોગ કરતા હતા. સુધારામંળમાં જે અધ્યક્ષ હતો, તે ખરેખર મોટા મનનો, આચરણમાં કેવળ નિર્મળ, અને સ્વદેશહિ

તાર્થ અહોરાત્ર પરિશ્રમ કરનારો હતો. પરંતુ તેનામાં એક મોટામાં મોટી ખામી હતી. તે એજ કે તે અતિશય ભોળો હતો. તેનું પોતાનું અંતઃકરણ જેમ કેવળ પવિત્ર હતું તેમ બીજાઓનું પણ છે, એમ તેને ભાસતું હતું અને તેથી દેશહિતનાં કાર્ય માટે તેને જે કોઇ જેકાંઇ કહેતું, તે મોટી ઉત્સુકતાથી કરતો હતો. કહેનારો માણસ કદાચ લબાડ અને કપટી હશે તો! એવો ભાવ તેના મનમાં કદી પણ ઉત્પન્ન થતો નહોતો. આવી તેની ભોળી વૃત્તિને લીધે નાના સાહેબે પોતાનો મનોરથ પાર પાડવાનો નિશ્ચય કર્યો. તે લાગલોજ પોતાની સાથે પોતાના કેટલાક સોબતીઓને લઇ "સુધારામંડળ"ના અધ્યક્ષને ઘેર ગયો. અને ત્યાં તેણે યમુના તથા શાંતવનરાવની હકીકત એવી તો તાલમેલથી કહી સંભળાવી કે તેઓના લગન કરી આપવાનો કાંઇ પણ પ્રકારની હરકત છે, એવું અધ્યક્ષના મનમાં આવ્યુંજ નહીં. અધ્યક્ષ સાહેબે બીજે દહાડે પ્રભાતમાં પોતાની સભાને બોલાવી યમુના તથા શાંતવનરાવના જલદીથી પુનર્લગ્ન કરી આપવાનો નિશ્ચય કર્યો. "પુનર્લગ્ન કરી આપવામાં સાર નથી" એવું કેટલાક સભાસદોએ નાનાસાહેબની વાસ્તવિક હકીકત જણાવીને કહી સંભળાવ્યું, પરંતુ તે અધ્યક્ષ એટલો તો પવિત્ર અંતઃકરણનો હતો કે તેને નાનાસાહેબ પણ ખરાબ માણસ સમજાયો નહી! કેવળ એટલુંજ નહીં પણ તેને લાગ્યું કે નાનાસાહેબ તો વિધવા વિવાહના કાર્યનો મોટો હિમાયતી અને સહાયક છે. સભા વિસર્જન થતાં પહેલાં અધ્યક્ષ સાહેબે જણાવ્યું કે "સુધારણાનાં કાર્યો જેમ બને તેમ જલદીથી કરવાં જોઇએ. અન્યદેશો આપણા કરતાં સુધારણાનાં માર્ગમાં આગળ દોડતા જાય છે. આપણા સ્વદેશી તેઓનું

અનુકરણ કરવું ઘટે છે. દેશ સુધારણાના કામમાં સ્વસ્થ બેસવાથી કે ક્ષુદ્ર કલ્પના મનમાં લાવવાથી કદી પણ શુકવાર થાય તેમ નથી. પુનર્વિવાહનો પ્રચાર આપણા લોકોમાં અવશ્ય થવો જોઇએ. પુનર્વિવાહને ઘણોજ મજબુત શાસ્ત્રનો આધાર છે; અને હવે તેને આપણા શ્રીમાન નાનાસાહેબ સરખાઓનો આશ્રય મળવા લાગ્યો છે. અને ત્યારે આપણા દેશનો ભાગ્યોદય ઘણોજ નજદીક આવેલો છે એમ મને લાગે છે. વળી યમુનાબાઇ ઘણીજ સદાચારી, સુશિક્ષિત પ્રૌઢ કન્યા છે. અને તે પોતાની ખુશીથી શાંતવનરાવ સાથે પુનર્લગ્ન કરવાને તૈયાર થઇ છે. તેનો બાપ વિનાયકરાવ બા તે કન્યાદાન આપવાને રાજી છે. અને હવે કોઇપણ પ્રકારની અડચણ રહી નથી. હવે વિશ્વંભરરાવે અગાઊ કહ્યું છે કે શાંતવનરાવ વયોવૃદ્ધ છે. હા છે, ખરીવાત. તે વયોવૃદ્ધ છે. એ વાત જેમ આપણે જાણીએ છીએ તેમ યમુનાબાઇ પણ જાણતાં હશે. જ્યાં સ્ત્રી પુરૂષ બંને ખુશી છે તો પછી તે માટે બિજાંઓએ શા માટે શંકા લેવી જોઇએ? પરમેશ્વરની ઇચ્છા એવીજ હશે, તો તે વાતમાં આપણે અડચણ નાંખી શું તોપણ કશું વળશે નહી "પ્રેમ" આ શબ્દ બહુજ વિલક્ષણ છે અને પરમેશ્વરની ઇચ્છા વળી તેના કરતાંપણ અધિક વિલક્ષણ અને ચમત્કારિક છે. પ્રેમ અને ઇશ્વરેચ્છા એ બંનેનો કોઇને પણ થાગ લાગતો નથી! એટલા માટેજ "પ્રેમ આંધળો" કહેવાય છે અને "ઇશ્વરેચ્છા અકળ" મનાય છે, ઇંદ્ર સરખાનો અનાદર કરી દમયંતિએ નળ સરખા બાહુકને વરવું જોઇએ શું? એવડા મોટા શહાણા ભીમે હિડંબા સરખી રાક્ષસી સ્ત્રી કરવી જોઇએ શું? પરંતુ થવા કાળ! ઇશ્વરેચ્છા! ત્યાં કોઇનો પણ ઇલાજ ચાલતો નથી આ

ને એટલા માટે યમુનાબાઇના પુનર્લગ્ન શાંતવનરાય સાથે કરાવી આપવાનો જે વિચાર કર્યો છે તે યોગ્ય છે. શાંતવનરાય અને યમુનાબાઇનું પુનર્લગ્ન નાનાસાહેબને ઘેર થશે અને તે કાર્ય જલદીથી પાર પાડવું જોઇએ. આ વિવાહ આવતી કાલે ગોરજ મુહુર્તમાં થશે. સચ્ચિદાનંદ પરમેશ્વર આ આપણા મંગળ કાર્યમાં આપણને યશ આપો, એવી પ્રાર્થના કરી હું મારૂં અલ્પ ભાષણ સમાપ્ત કરૂં છું"

બીજે દહાડે ભાતમાં યમુનાનું અને તેના બાપ વિનાયકરાવનું નિચે પ્રમાણે બોલવું થયું:—

વિના૦—યમુના, ગયા સોમવારનું ઇંદુપ્રકાશ તેં વાંચ્યું છે.

યમુ૦—મેં વાચ્યું નથી. પણ તેમાં શું કાંઇ અધિક જાણવા જોગ વર્તમાન છે?

વિના૦— તેમાં એક પુનર્વિવાહની ઝાહેરખબર વાંચવા જોગ છે.

યમુ૦-હશે મને વાંચીને શું કરવું છે?

વિના૦-સ્થાન ઘણુંજ સારૂ છે તેથી કહુંછું.

યમુ૦-તેથી શું કહોછો? હું સમજી નહી!

વિના૦-તારે સમજવું વધારે સારૂ છે. પોતાનું હિત પોતે સમજવું જોઇએ.

યમુ૦-મારૂ હિત શામાં છે, તે હું સમજી નહીં.

વિના૦-તારા સરખી તરૂણ વિધવા બાલસ્ત્રીનું હિત શામાંછે, તે બીજાને કહી સંભળાવવા કરતાં પોતે પોતાની મેળેજ સાંમજી લેવું તે વધારે સારૂં.

યમુ૦-મારા સરખી તરૂણ વિધવા બાલસ્ત્રીએ ઇશ્વરેચ્છાથી જે સ્થિતિ પ્રાપ્ત થઇ, તે સ્થિતિમાં મુંગા બનીને સદાચરણથી દિવસો

નિર્ગમિન કરવા-એજ તેનું હિત.

વિના૦-સદાચરણથી એટલે ધર્મશાસ્ત્રના આધારે, એવો તેનો અર્થ શું, તુ સમજતી નથી ?

યમુ૦-હા, હું તેવોજ અર્થ સમજુંછું.

વિના૦-અને એટલા માટેજ તેં પુનર્લગ્ન કરવું વધારે સારૂ.

યમુ૦-પણ પુનર્લગ્ન નહીં કરવામાં અશાસ્ત્ર આચરણ શું થયું? પુનર્લગ્ન કરવુંજ જોઇએ એવું શું શાસ્ત્ર કહેછે?

વિના૦-પુનર્લગ્ન કરવુંજ જોઇએ એવું શાસ્ત્ર કહેતું નથી. પરંતુ સ્ત્રીઓને રૂપ અને તારૂણ્ય બહુ ઘાતક હોયછે.

યમુ૦—સોમલ પ્રાણઘાતક છે પણ ડાહ્યા માણસ તેનીજ પ્રાણરક્ષક માત્રા બનાવી શકેછે.

વિના૦—આ ઉપરથી જણાય છે કે પુનર્લગ્ન કરવાની તારી ઇચ્છા નથી ખરૂ?

યમુ૦—હજી સુધી પ્રભુ કૃપાથી તેવી ઇચ્છા ઉત્પન્ન થઇ નથી.

વિના૦—પરંતુ હવે પછી?

યમુ૦—તે માટે હમણાથી શું કહેવું? જ્યાં સુધી પેટ દુઃખતું નથી ત્યાં સુધી અજમો ફાકવાનું પ્રયોજન શું?

વિના૦—દુખવા લાગ્યા પછી?

યમુ૦—ખવો જોઇએ.

વિના૦—પરંતુ જ્યારે જોઇએ ત્યારે-જ્યારે પેટ દુઃખે ત્યારે સારો ગુણદાયક અજમો મળવાની ખાત્રી શી? આગ લાગે ત્યારે કુવો ખોદવામાં સાર શો?

યમુ૦—શહાણા માણસને અપ્રાપ્ત વસ્તુ આ દુનિયામાં એક પણ નથી.

વિના૦—નાણાસાહેબની હવેલીમાં આજ સંધ્યાકાળે એક પુનર્વિવાહ થનાર છે. તું આવીશ ત્યાં જોવાને?

યમુ૦—હા. ગોપિકામાસીની સાથે હું ત્યાં હોઇશજ.

વિના૦—પરંતુ બીજાના પુનર્લગ્ન નિહાળવા તને અંતઃકરણથી પ્રિય લાગેછે શું?

યમુ૦—પેટ દુઃખનારૂં માણસ અજમા ખાય તેમાં જોનારનું શું ગયું?

વિના૦—ખરેખર, આજ સંધ્યાકાળે એક પેટ દુખિયું માણસ તારા જોવામાં આવશે!

પ્રિય વાંચનાર, એટલું બોલવું થયા બાદ વિનાયકરાવ બહાર ગયો અને યમુના પણ પોતાના હમેશના ઉદ્યોગે લાગી રહી.

---

## પ્રકરણ ૯ મું.

## પુનર્વિવાહ.

( અભંગ )

પડી ખોટું થાવા દે ન,
આડું આવી સુદર્શન;

( તુકારામ ) ( ભા૦ )

ગમે ત્યાં જુઓ, પણ સંધ્યાકાળનો સમય હણુદણી રહેનારોજ માલુમ પડે છે. સૃષ્ટિનો વૈચિત્ર્ય અસ્તકાળ ઘણોજ મનોહર દેખાય છે. ગામની બાહાર જઇને જોઇએ તો એવે વખતે જીવને ઘણોજ આનંદ ઉપજે છે. પશ્ચિમ દિશા ધગાવેલા સુવર્ણ સરખી અને બીજી દિશાઓ રંગબેરંગી દૃષ્ટિગોચર થાય છે. આસપાસના ડુંગરો અને ઝાડીનો દેખાવ નિહાળી મનને કાંઇ વિલક્ષ પ્રકારનો આનંદ પ્રાપ્ત થયા વિના રહેતો નથી. વૃક્ષોપર નાનાપ્રકારનાં પક્ષીઓ એકઠાં મળી

"કિલબીલ કિલબીલ" અવાજ કહાડી મધુરૂં ગાયન કરી રહેલાં હોય છે. નદીઓનો પ્રવાહ આ વખતે મનને અપ્રતિમ આનંદ આપે છે. અને નાનાપ્રકારના સુવાસિક પુષ્પ વૃક્ષોપરથી ચાલ્યો આવતો સુગંધીક, મંદ શિતળ વાયરો આ સમયે શરીરને લાગ્યો એટલે બસ પરમાનંદજ ! આવા પ્રકારનો અસ્તકાળ મનોહર છતાં તેમાં જો વસંત રૂતુનો સમય હોય, તો પછી આ સુખદાયક સમયને ઉપમાજ શી શોભે ? હશે. આવે વખતે ચાલો હવે આપણે સુંદર પુણા શેહેરમાં શું બને છે તે નિહાળીએ ! સ્વભાવતઃજ પુણા શેહેરની રચના સુંદર છે તેમાં સુંદર સંધ્યાકાળના સમયે તો આ શેહેરમાં કેવળ અવર્ણનીય શોભા છવાઇ રહે છે. ગમે તેવો ઉદાસ અને ખિન્ન થયેલો મનુષ્ય હોય, પણ જો તે સંધ્યાકાળે બુધવારના ચોકમાં જઇ ક્ષણવાર ઉભો રહે તો તેના ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થયા વિના રહેજ નહીં. પુષ્કળ શ્રીમાન અને હોંશી લોકો ગાડી ઘોડાપર હરતા ફરતા આ જગેએ માલુમ પડેછે. પુષ્કળ છેલબટાઉ રંગીલા લોકો બુધવાર ચોકની મજાહ જોવાને સંધ્યકાળે ત્યાં એકઠાં થએલાં હોય છે. સુગધીક વસ્તુઓ, અત્તર આદિની દુકાનો રસ્તાપર હોવાથી ચોતરફ નાનાપ્રકારના સુગંધીપદાર્થોનો ધમધમાટ છુટી રહેલો હોય છે. પુષ્કળ શોખી લોકો પોતાની ઘ્રાણેંદ્રિની તૃપ્તિ કરતા ત્યાં આગળ બેઠેલા હોય છે. ભિક્ષુક, યાજ્ઞિક અને વૈદિક બ્રાહ્મણ લોકો ચોકમાં બેસી શેહેરમાંના ઘેરઘેરનાં ગપ્પાં ચલાવતા હોય છે. એક બાજુએ ગંજેડીલોકો ગાંજો તંબાકુની ચલમો ફુંકતા નજરે પડે છે. સ્ત્રીઓનું જવું આવવું આ વેળાએ અત્રે ઘણુંજ થોડું જોવામાં આવે છે. પરંતુ સેંકડો પુરૂષોની નાનાપ્રકારની ગડબડ અહિંયા હમેશાં

દૃષ્ટિગોચર થાય છે. કોઇ પ્રકારના કારણથી સંધ્યાકાળની વખ તે શેહેરમાંનાં એકેએક માણસો એકવાર પણ બુધવારના ચો- કમાં ગયાવિના રહેતા નથી. એટલું આ સ્થળનું મહાત્મય છે. સારાંશ બુધવારના ચોકની જગ્યા કંઇ વિલક્ષણ પ્રકારની હો વી જોઇએ એવી કલ્પના કરવામાં કશો બાધ આવે એમ નથી.

પ્રિયવાંચનાર, આવા રમણીય સંધ્યાકાળે આખું પુણા શે હેર ઘણુંજ સુશોભિત માલુમ પડે છે. બુધવાર ચોકની પેઠે પુણાના તમામ ચોકમાં ફરી વળવાને આપણને હવે બીલકુ લ અવકાશ નથી કારણ આપણને એક પુનર્લગ્નની નિમંત્રણ ચીઠી આવેલી હોવાથી અને ત્યાંનો પણ અત્યારનોજ વખત હોવાથી અત્યારેજ આપણે તે તરફ જવું જોઇએ. ત્યાંની તૈયારી કેવા પ્રકારની છે ત્યાં શું શું ચાલી રહેલું છે તે આ- પણે નિરખવું જોઇએ.

પુનર્વિવાહનો વખત સંધ્યાકાળનો હતો. અને એ ટલા માટે પ્રભાતથીજ નાનાસાહેબની હવેલીમાં સર્વપ્રકારની તૈયારી થવા લાગી હતી. દિવાનખાનામાં હાંડિયો, ગ્લાસો અને ઝુમરોનો ઝગઝગાટ થઇ રહ્યો હતો. હાર, તોરા અને પાનસો પારીની તબકો ભરી તૈયાર કરી રાખવામાં આવેલી હતી. બેઠક ઉ- ત્તમ બનાવેલી હતી. બહાર નોબત સરણાઇ અને ઇંગ્રેજી વાદ્ય વાજી રહ્યાં હતાં. દરવાજામાં કેળના સ્તંભો રોપવામાં આવ્યા હતા અને લગ્ન મંડપમાં ચારે તરફ અબીલ ગુલાલ અને નાના પ્રકારના રંગોની આનંદરેખા અને શુભ ચિન્હો દોરેલાં દૃષ્ટિ ગોચર થતાં હતાં. આટલી બધી તૈયારી નાના સાહેબના મં- દિરમાં ચાલી રહેલી છતાં "આ તૈયારી યમુનાના પુનર્લગ્નની છે" એવું નાનાસાહેબની પતિ ગોપીકાબાઇના સમજવામાં નહોતું ! શાંતવનરાવનું પુનર્લગ્ન થવાનું છે એટલુંજ માત્ર તે જાણતી

હતી. ઉમેદવાર વિધવા કોણ છે તે ગોપિકાબાઇને બિલકુલ મા-લુમ નહોતું. યમુના આખો દહાડો તેની સાથેજ હતી. પરંતુ તેને પણ આ સમારંભ પોતાને માટેજ થાય છે તે સમજવામાં આવ્યું નહીં. યમુનાના પિતા શ્રી વિનાયકરાવની તો આજ બહુજ ધાંધલ ઉડી રહી હતી. તેણે પ્રથમ શાંતવનરાવ પાસેથી બારસો રૂપિયા રોકડા લઇ આવી ઘરમાં પેટીમાં નાંખી દીધા અને પછીથી બીજે કામે વળગ્યો. નાનાસાહેબ પ્રત્યેક-કામની પોતે જાતેજ દેખરેખ રાખતો હતો.

આ પ્રમાણે તૈયારી થતાં થતાં સંધ્યાકાળનો સુમાર થયો. નિમંત્રેલાં લોકો ઠામઠેકાણેનો પોષાક પહેરી નાના સાહેબની હવેલીમાં એક પછી એક એકઠાં થવા લાગ્યાં. નાનાસાહેબ પ્ર-ત્યેકને દરવાજા સુધી સામો જઇ બેઠકપર લઇ જતો હતો. દીવાનખાનામાં નાયકણીનો નાચ અને ગાયન પણ ચાલુ થયું હતું. જ્યાં ત્યાં લવંડરવાટરનો અને ગુલાબજળનો સુવાસ બહેકી રહ્યો હતો પુનર્લગ્નનું કામ ચલાવનાર ઋત્વિજ લોકો પ્રથમથીજ આવેલાં હતાં. પ્રથમથીજ સોનેરી શાહીથી છાપેલી સુંદર નિમંત્રણ ચિઠી જાણીતા લોકોને મોકલવામાં આવેલી હતી. અને તેથીજ નાનાસાહેબની હવેલીના દિવાનખાનામાં આશરે દોઢડસો બસો ગૃહસ્થ અત્યાર સુધીમાં આવી એકઠા થયા હતા. નિમંત્રણ ચાઠીનો નમુનો નિચે પ્રમાણે હતો:—

**શ્રી બ્રહ્મૈવ વિજયતે.**

"જગન્નિયંતાની કૃપાથી પુણામાં શ્રીમંત નાનાસાહેબની હવેલીમાં રવિવાર નોમને દિવસે સંધ્યાકાળે ગોરજ મુહૂર્તમાં વિધવાપુનર્વિવાહ થવાના છે રા. રા. શાંતવનરાવને વર યોજેલા છે અને શ્રીમંત નાનાસાહેબના એક સ્નેહીની ગતભર્તૃકા કન્યા–તે વધુ છે, એટલા માટે આપ સાહેબો કૃપા

કરી સહકુટંબ સહપરિવાર પધારી લગ્ન મંડપને શોભાવશોજી. આપના આવવાથી ઉભયપક્ષના મંડળને ઘણોજ આનંદ પ્રાપ્ત થશે. માટે મેહેરબાની કરી જરૂર જરૂર પધારવા ત રદી લેશો; એજ.

આપનો એક સુધારક મિત્ર.

**મોરેશ્વરરાવ બી. એ.**

સેક્રેટરી. નિપુણા સુધારામંડળ

એ પ્રમાણે નિમંત્રણ ચીઠી હતી. તેથી ઘણાંજ લોકો હા જર થયાં હતાં. વખત પુગે થતાંવાર નાનાસાહેબની હવેલીમાં જ્યાં ત્યાં સ્ત્રી પુરૂષોની ગીર્દિ થઇ રહી પુષ્કળ વિદ્વાન અને સુશિક્ષિત સ્ત્રીઓ સુંદર પોષાક પેહેરી બણીઠણી સાલંકૃત રાગમાં આવી, "વધુ કયાં છે ?" એમ પુછતી પુછતી ઉભી રહી, અંદર ના ખંડમાં વિનાયકરાવ પીતાંબર પેહેરી તથા શરીરપર સાલ ઓઢી બેઠેલો હતો. અને તેની જોડમાં મોટા મોટા વિદ્વાન પુરોહિતો બેઠેલા હતા. પ્રથમ વરરાજાની સીમાંત પુજા કરી પછી મધુપર્કાવધિ થવાની તૈયારી કરી હતી. અને ત્યારકેડે વાગ્નિશ્ચય ા આરંભ થઇ ક્રમે ક્રમે કન્યદાન વિધિ કરવાનું ઠરાવ્યું હતું. વરરાજાને એક સિંહાસનપર બેસાડવામાં આવ્યો હતો. પરંતુ વધુ હજી સુધી કોઈની પણ દ્રષ્ટીએ પડી નહીં.

નાનાસાહેબે ગોપિકાબાઇની પાસે આવી કહ્યું કે "ઉત્તમ પોષાક પેહેરી, પુષ્કળ દાગીના પેહરીને આવેલા સ્ત્રીઓનું આદર અતિથ્ય કરવું જોઇએ. યમુનાને પણ એક ઉત્તમ પેઠણી સાડી પેહેરવા આપવી અને તેના દાગીના પણ તેને પેહેરવા આપવા." એટલું બોલી પેટીની કુંચીઓ હાસ્ય વદનથી ગોપિકાબાઇને આપી તે ત્યાંથી ચાલી ગયો.

સ્ત્રીઓ ગમે તેટલી પ્રૌઢ બુદ્ધિની હોય, પરંતુ દાગીનાનુ

નામ પડયું એટલે તેઓને મોહ લાગ્યા વિના રહેતો નથી. હમણા હમણા ગોપિકાબાઇ ઉપર નાનાસાહેબ ગુસ્સેજ રહેતો હતો, તેથી ગોપિકાબાઇને ઘણા દહાડા થયા પોતાના દાગીના પેહેરવા મળ્યા નહોતા. વધારે તો શું પણ પૈટીની કુંચીઓ પણ કદીજ તેના હાથમાં આવી નહોતી. આજ પુષ્કળ દિવસે નાનાસાહેબે તેના તરફ નિહાળી હાસ્ય કર્યું અને કું-ચીઓ સ્વાધિન કરેલી જાણી ગોપિકાબાઇને બહુજ આનંદ ઉપજ્યો. તેણે ઉત્તમ પ્રકારનો પોશાક તથા આભુષણો શરીર પર પેહેરી લીધાં અને યમુના બાપડી ના ના પાડતાં છતાં તેને પણ તે દહાડે ખુબ શૃંગારી! આ વખતે યમુના ઘણીજ સુશોભિત દીસવા લાગી, તે કહેવાની જરૂર શી? "એક નૂર આદમી ને દસ નૂર કપડાં" એવી જે કહેવત છે તે કાંઇ ખોટી નથી. યમુના મુળ રૂપમાં સુંદર અને તેમાં વળી ગોપિકાબાઇએ તેને ઘણીજ શૃંગારી. પછી પુછવું શું! સ્વર્ગ લોકની અપ્સરાજ નિચે-મૃત્યુ લોકમાં આવી, એવો સર્વને ભાસ થયો! યમુના તરફ નિહાળી સર્વ સ્ત્રીઓનું સૌંદર્યાભિમાન ગળી ગયું અને પુરૂષમંડળ તો મનમાં ને મનમાં ખમ ખમી રહ્યું! ગોપિકાબાઇની સાથે જ્યારે યમુના બણી ઠણીને ઉપર આવી ત્યારે એજ આજના સમારંભનું ભુષણ છે, એમ સર્વકો સમજી ગયા અને મનમાં "ધન્યભાગ શાંતવનરાવનુ" એમ બોલવા લાગ્યાં. શાંતવનરાવ તો યમુના તરફ નિહાળી કેવળ ઘેલા જેવો બની ગયો. અને ભાવી સુખનો કાલ્પનિક લહાવો મનમાં ને મનમાં એકલો એકલો લેવા લાગ્યો.

યુમના તરફ આંગળી કરી "આજ વધુ, આજ વધુ!" એમ જ્યારે લોકો અંદર અંદર ધુસપુસ વાતો કરવા લાગ્યાં, ત્યારે યુમનાને સંશય આવ્યો. અને તે લાગલીજ બહાવરી બ

ની ગઇ. એટલામાં વરની પુજા વરનો બાપ કરેછે, એવું જા ણીને તો તે છેક ગભરાઇ ગઇ." શું ઘોટાળો છે તે કોણ જાણે" એવું મનમાં બડબડી તે બાપડી કેવળ ભયચકિત થઇ રહી. ત્યાં ઉભેલી બે ત્રણ સ્ત્રીઓને તેણે પુછયું "આ સ મારંભમાં વધુ જણાતી નથી તેનું શું કારણ?" તે સ્ત્રીઓ માંની એકે હસીને જવાબ વાળ્યો; "યમુનાબાઇ, તું અમારી મશ્કરી કરેછે શું? આ સર્વ સમારંભની તુંજ ધણિયાણી છ તાં ઉલટી તુંજ ઘેલા સરખી બનીને અમોને પુછે છે? તારાજ ઘરનું કાર્ય અને તુંજ વધુ!" એવું સાંભળીને તો યમુના ઘ ણીજ સંશયમાં પડી. તેણે પોતાનો સંશય લાગલોજ ગોપિકા બાઇને નિવેદન કર્યો. ગોપિકાબાઇ પણ ઘણાજ વિસ્મયમાં પ ડી. અને છેલ્લે તેણે એ વર્તમાન ત્યાં પિતાંબર પેહેરી ઠાઠમા ઠથી બેઠેલા યમુનાના બાપને એટલે વિનાયકરાવને પુછયા. વિ નાયકરાવ બોલ્યો; "બાઇ સાહેબ, તમેજ એમ પુછશો તો લોકો હાસ્ય નહીં કરશે વારૂ? તમે યમુનાના પ્રત્યક્ષ માસી છ તાં તમેજ આમ ઘેલાની માફક બાળકબુદ્ધિનાં થવા લાગશો તો પછી અમારી શી ગતિ થશે?

ગોપિ૦–હું કશું પણ સમજી શકી નથી. અહીયાં પુ નર્લગ્ન કોનું થનાર છે?

વિના૦– આ બેઠા છે તે વર! જુઓ કેવા ઉમરમાં તરૂણ અને રૂપમાં સુંદર છે! તેઓનોજ વિવાહ થવાનો છે!

ગોપિ૦– પણ વધુ કઇ છે?

વિના૦— વધુમાં કંઇ કેવાપણું છે શું?

ગોપિ૦– એટલે એનો અર્થ શુ? કંઈ ભળતીસળતી તો વાત નથી?

વિના૦– અરે રામરામ! તેવું નથી હો. મારા બોલવાનો

અર્થ એવો કે, જ્યાં તમારા જેવા સમર્થ માણુસો ઉભાં છે, ત્યાં શાની ખામી છે ?

ગોપિ૦- વારૂ. અહિયાં હું સમર્થ માણુસ ઉભી છું- પણ વિધવા વધુ કયાં છે તે પ્રથમ કહે જોઉં ?

વિન૦-જ્યાં તમે છો, ત્યાંજ તે વિધવા ઉભી છે.

ગોપિ૦-કોણુ તમારી યમુના ?

વિના૦-હા. મારી તેવીજ તમારી. ભાગ્યવાન યમુના કહેવાય છે તે એજ. તેનું દુઃખ મારાથી જોઈ શકાતું નહોતું તેથી આ છેવટનો હિતાવહ ઇલાજનો ઉપયોગ કીધો !

ગોપિ૦-ટુંકામાં પતાવો ને કે આજ તમે યમુનાનાં પુનર્લગ્ન કરનાર છો !

વિના૦-ઇશ્વર કરનાર, હું શું કરૂં ગરીબ માણુસ.

યમુ૦-માસી, હવે તુંજ મારૂં સંરક્ષણુ કર. મારા મનમાં એવું કરવાનું બિલકુલ નથી. અને આ સર્વ વર્તમાન અદ્યાપિ સુધી હું બિલકુલ જાણુતી નહોતી.

નાના૦-(આંખ બતાવી) પ્રથમ હાહા કહીને હવે ના પાડે છે કે યમુના ? ખબરદાર ! આ તો છોકરમત હવે ચાલનાર નથી, પ્રથમથી જો ના પાડી હોત તો આટલો સમારંભ કરવાની મને શી જરૂર હતી ? હવે આ વખત ના કહેવાનો છે શું ? કોણુ છે ત્યાં ? હં ! ઉકેલો કાર્ય જલદીથી. નહીંતર મુહુર્ત્ત ચુકા જશે !

યમુ૦-પણુ મેં પ્રથમ હા ક્યારે કહી છે !

નાના૦-એક વખત નહીં પણ સો વાર હા પાડી છે. હં ચાલો વિનાયકરાવ ! તે સીમાંત પુજા પુરી કરી લ્યા એગાઉ ! કોણુ છે ત્યાં સદાશીવરાવ, તમે અહીંયાંજ ઉભા રહો. અને આ મહા મૂર્ખ યમુનાને હવે અહીંથી જવા દેશો ન

હીં, નહીંતર આખું સાંએલું વાસિદામાં જશે!

યમુ૦-પણ તમે મારાપર આ ઝુલમ આદર્યો છે કે શું?

નાના૦-અલબત હિતનું કામ કરવુંજ જોઈએ.

ગોપિ૦ પણ અહિંયાંતો શુદ્ધ મોગલાઈજ થઇ!

નાના૦-(આંખ તાણીને) ખબરદાર! મંગળકાર્યમાં અધિક બોલવાનું કારણ નહીં.

ગોપિ૦-અરે બાઈ! આશું! આવું કેવું આ મંગળકાર્ય! હું મારી યમુનાને કદી પણ તમારે સ્વાધિન કરનાર નથી.

સદાશિવ૦-બુઢાપણુમાં શોભા થવી એ સારૂં નહીં.

ગોપિ૦-રડયા! મારી શોભા કોણ કરે છે, તેનું મ્હોડું પણ જોવા દે મને.

વિ૦-પણ એટલી પંચાત શા માટે જોઇએ? મારી છોકરીનો હું માલેક.

શાંતવનરાવ-પણ મારા બારસેં રૂપિયા?

વિના૦-તમારા રૂપિયાની તમારે શા માટે કાળજી કરવી જોઇએ? પણ મારી છોકરીનો હું માલેક!

નાના૦-અહીયા એવી ગડબડ કરવાની જરૂર નથી. આ બાઉ યમુના કયાં છે, તે મને સ્વાધિન કરો.

શાંતવન૦-પણ મારા બારસેં રૂપિયા?

ગોપિ૦-પ્રથમ મારો અહીયાં પ્રાણઘાત-કપાળમોક્ષ! અને પછી યમુના તમારે સ્વાધિન, સમજ્યા?

નાના૦-રાંડ, તું કોણ એટલી પંચાત કરનારી? યમુનાનો અને તારો સંબંધ શો?

વિના૦-પણ મારી છોકરીનો હું માલેક. તમે બોલનાર કોણ?

શાંતવન૦–પણ મારા બારસેં રૂપિયા?

નાના૦–તમે કાં ગભરાઓ છો? યમુના સરખી તમોને વહુ મળી એટલે થયું કે નહીં?

શાંતવન૦–મારૂં બોલવું પણ તેજ છે. નહીંતર પછી બારશેં રૂપિયા!

પ્રિયવાંચનાર, આ પ્રમાણે ત્યાં લગ્ન થવાને બદલે પરસ્પર કજીયો ચાલુ થતાંવાર લગ્ન સમારંભમાં હાજર થયેલા સ્ત્રીપુરૂષોની મેદની એકદમ ઉભી થઇ મોટો કળાહોળ કરી મુકયો. તેમાં કોઇ નાનાસાહેબની તરફેણમાં બોલવા લાગ્યું, કોઇ વિનાયકરાવની તરફેણમાં, કોઇ શાંતવનરાવની તરફેણમાં અને કોઇ ગોપિકાબાઇની તરફેણમાં બોલવા લાગવાથી ત્યાં એવો તો શોરબકોર થઇ રહયો કે કાને પડયું પણ સંભાળાતું નહોતું. કોઇનું બોલ્યું કોઇપણ સાંભળી શકતું નહોતું. જે તે પોતાના સંબંધીનો પક્ષ લઇ લડવા વઢવા લાગ્યું. સ્ત્રીઓ પણ તે કજીયાગાં સામેલ થઇ પોતાના મત પ્રમાણે ન્યાય શોધવા માંડી. આખું દીવાનખાતું એક સરખા ધોધાટથી દણદણી રહ્યું!

નાનાસાહેબના મંદિરમાં એવો શોરબકોર થઇ રહેલો છે, એટલામાં એકાએક કેટલાક પોલીસ સીપાઇનું ટોળું સાથે લઇ ડિટેકિટવ ચીફ કોનસ્ટેબલ સહિત મેહેરબાન ડાનિયલસાહેબ ત્યાં દાખલ થયો. તેણે પ્રથગ સર્વ દરવાજા પર પોહોરો બેસાડયો અને મંદિરની ચારે બાજુએ પણ સિપાઇ લોકોને ફરતા રાખ્યા. ડાનિયલ સાહેબ, એક નેટીવ અમલદાર અને કેટલાક સિપાઇઓ મંદિરગાં દાખલ થઇ સર્વ જગ્યાની ઝડતી લેવા લાગ્યા. અંદરનાં માણસો બહાર અને બહારનાં માણસોને અંદર જવા આવવાની સખ્ત મનાઇ કરવામાં આવી અને તે

થી લગ્ન સમારંભમાં હાજર થયેલાં લોકોમાં અસાધારણ ગ ભરાટ દૃષ્ટિગોચર થવા લાગ્યો. લગ્નને માટે જે કંકાસ ના ચક્રીડા કરી રહયો હતો તે બંધ થઇ સર્વ લોકો ચુપકીદી પ કડી એક બીજાનાં મ્હોંડા સામું જોવાં લાગ્યાં. સ્ત્રીઓ તો થ રથર ધ્રુજવા લાગી. ત્યાં સારા સારા નામવંત વિદ્વાન લોકો અ ને ઓહ્દેદાર ગૃહસ્થો સમારંભમાં આમંત્રણથી આવેલા હ તા તથાપિ ' અહીં શી ગડબડ થઇ, તે બાબતની તેઓને ક શી સુજ પડી નહીં અને કોઇથી પણ તે વિષેની ચોકસી કરવાની પણ હિમત ચાલી નહીં. સાહેબ બહાદૂર છેલ્લે ઉપર દીવાનખાનામાં જઇ પહોંચ્યા. સ્ત્રીઓ બહુજ ગભરાઇ ગઇ અને પુરૂષો પણ ત્યાંથી નાહાસી જવાનો રસ્તો શોધવા લા- ગ્યા. પરંતુ અસાધારણ બંદોબસ્તને લીધે તેમ કરવાનો લાગ નહોતો. મશાલો સળગાવી ઝડતી લેવામાં આવતી હતી, પરં તુ વાસુદેવ બળવંત ફડકે સાંપડયોજ નહી! નાના સાહેબના વિશાળ મંદિરની તમામ જગ્યો ઢુંઢી વળ્યા પરંતુ બંડખોર વાસુદેવની મુર્તિ દૃષ્ટિગોચર થઇજ નહીં. છેલ્લે હવેલીના માલેક નાનાસાહેબ કયાં છે? એમ સાહેબ બહાદુરે પુછ્યું. પરંતુ ના- નાસાહેબ તો આગળથીજ પોબારાં ગણી ગયા હતા! પ્રિય વાંચનાર અચંબો પામશે કે આટઆટલો બંદોબસ્ત છતાં ના નાસાહેબ શી રીતે નહાસી ગયો હશે? સબુર, અધિરાઈ અ ળગી કરો! નાનાસાહેબ નાસી ગયો નથી. તે અહીયાંજ છે તથાપિ તેણે એવીતો યુકિત લડાવી છે કે તે જાણ્યા પછી જ રૂર પેટ પકડીને તમે હસ્યા વિના રહેશો નહીં. નાના સાહેબથી નાહાસી શકાય તેવું મુદલ નહોતું, તેથી તે સા- ડલો પેહરી સ્ત્રી વેષ ધારણ કરી સ્ત્રી મંડળમાં છુપાઇ રહ્યો!! સ્ત્રીઓની મોટી સંખ્યા ત્યાં હોવાથી નાનાસાહેબ તેઓમાં

સ્રીવેષ ધારણ કરી દાખલ થયો તે કોઇના પણ સમજવામાં આવ્યું નહીં

છેવટે સાહેબ નીચે આવી મોટા દરવાજામાં ખુરસી નાખી બેઠા; અને પોતાના વિશ્વાસુ અમલદારને નાનાસાહેબની પત્નિ પાસે કંઇ પુછવા માટે ઉપર દીવાનખાનામાં જવા ફરમાવ્યું. પ્રિય વાંચનાર, એ અમલદાર તે આપણો પુર્વનો પ્રવાસી છે, સમજ્યા કે? તે હવે હોશિયાર ડિટેકટેવ બનેલો છે. સાહેબ બાહાદુરના હુકમ પ્રમાણે તે દીવાનખાનામાં સ્રી સમુદાયની સામે જઇ ઉભો રહયો અને ત્યાં ગોપિકાબાઇનું તથા તે અમલદારનું નીચે પ્રમાણે બોલવું થયું:—

અમ૦—નાનાસાહેબનાં પત્નિ તમેજ કે? નામ શું તમારૂં?

ગોપિ૦—હા, હુંજ તેમની બાયડી. મારૂં નામ ગોપિકાબાઇ.

અમ૦—નાનાસાહેબ કયાં છે? અને આ અહીં સમારંભ શાનો ચાલી રહયો હતો?

ગોપિ૦—તેઓ આટલો વખત અહીંજ હતા. પણ હવે કયાં ગયા તે હું જાણુતી નથી. અહી આ સમારભ પુનર્લગ્નનો થતો હતો.

અમ૦—પછી અમારા આવવાથી તે બંધ થયો નહીં?

ગોપિ૦—કાંઇક તમારા આવવાથી, પણ મુખ્યત્વે વિધવા કન્યાની મરજી નહીં તથી!

અમ૦—કઇ વિધવા કન્યાના પુનર્વિવાહ થવાના હતા?

ગોપિ૦—આ જુઓ અહીં ઉભી છે.

અમ૦—વાહવા! કન્યા રૂપમાં ઘણી સુંદર છે અને તેવી મનની પણ સુંદર-પવિત્ર હોય તેમ જણાય છે.

ગોપિ૦—હા, તેના જેવી સદગુણ સંપન્ન કન્યા ત્રિભુવનમાં પણ મળવી મુશ્કેલ. પણ રડયા અહીં મુર્ખા લોકો

એકદા થઇ તે બાપડીના મનમાં પુનર્લગ્ન કરવાનો વિચાર નહીં છતાં તેના પુનર્લગ્ન બળાત્કારે કરાવતા હતા.

યમુ૦-તમારો મારાપર ઘણોજ ઉપકાર છે અમલદાર સાહેબ? તમારૂં અહીં આવવાનું ભલેને ગમે તે કારણ હોય, પણ તમારા આવવાથી મને મોટો લાભ થયો છે.

ગો૦-તમારે આવવાનું કારણ શું તે સમજવામાં આવશે અમલદાર સાહેબ?

અમ૦-હા. પ્રસિદ્ધ બંડખોર વાસુદેવ બળવંત ફડકે હમણા આ વખતે કાંઇ વિશેષ કામને માટે તમારા મંદિરમાં આવી રહેલો છે, એવી કોઇએ અમોને ખબર આપવાથી અમે દોડતા આવી તમારા મંદિરની ઝડતી લીધી. પરંતુ ખબર આપનારે ખોટી ખબર આપી હશે એમ હવે સ્પષ્ટ માલુમ પડે છે.

યમુ૦-ગમે તે હો, પણ તમારો મારાપર ઘણો ઉપ પકાર થયો.

અમ૦-"કાગનું બેસવું ને તાડનું પડવું!"કોઇ કોઇવાર બની જાય છે. તેમાં ઉપકાર શાનો! પરંતુ મને પણ તમારા સરખી સાધવી સ્ત્રીનું આજ દર્શન થયું તે માટે અલભ્ય લાભ છે રૂપગુણથી યુક્ત છતાં સ્વધર્મનિષ્ઠામાં પુર્ણ એવી સ્ત્રીઓનું દર્શન પણ દુર્લભ છે.

યમુ૦-એવી સ્ત્રીઓની યોગ્યતા જાણનારા પુરૂષોનું દર્શન પણ દુર્લભ છે.

અમ૦-વારૂ ત્યારે હવે હું જાઉં છું. મારાસાહેબ રાહ જોતા હશે.

ગોપિ૦-ઠીક મહારાજ. તમારા સરખા સારા અમલદાર ની ઇશ્વર કૃપાથી અધિકાધિક બઢતી થાઓ!

અમ૦-તમારૂં પણ ઇશ્વરકૃપાથી અખંડ કલ્યાણ થાઓ!

એટલું બોલી ડીટેકટીવ અમલદાર નિચે આવી પછી થી તે સાહેબ સહીત ત્યાંથી ચાલી નિકળ્યો. પોલીસ લોકો ગયા પછી તુરત લગ્નમાં આવેલા સર્વે લોકોએ પોતપોતાના ઘરનો રસ્તો લીધો. કોઇએ કોઇની રાહ જોઈ નહીં. અને કોઇએ કોઇને કશી પુછગાછ પણ કીધી નહીં. વિનાયકરાવ મુંગોમુંગો ઉઠીને ચાલતો થયો. અને શાંતવનરાવ "બારસેં રૂપિયા, મારા બારસેં રૂપિયા!" એમ પોકારતો તેની પાછળ પડ્યો. આ પ્રમાણે આ પુનર્વિવાહ સમારંભનો વરઘોડો થઇ ગયો!!

---

## •પ્રકરણ ૧૦ મું•

## ગાણુગાપુર.

(ભુજંગી)

ઉગે ચક્રવાકાર્થ માર્તંડ જેમ,
ચઢો મ્હારી વારે તમે નાથ તેમ;
થયો માત્ર હુંતો પ્રભુ તુજ ધ્યાની,
મટ્યો છું હવે રામદાસભિમાની.

(રામદાસ) (ભા૦)

ગાણુગાપુર નામનું પ્રસિદ્ધ ક્ષેત્ર બહુધા સર્વેકોના જાણુવામાં હશે. તે પુણાની દક્ષિણે સુમારે ચૌદ કોશપર આવેલું છે. ગામ નિહાળીએ તો દેખાવમાં કેવળ ભિખારડું છતાં રૂક્ષ છે. પરંતુ ગામમાં એક નાની જગ્યા ઘણીજ રમણીય છે. તે જગ્યા "મઠ" નામથી ઓળખાય છે. આ ગામ મોગલાઇ તાબાનું અને તે દુધની કિંવા ગુડૂરના રેલવે સ્ટેશનથી જનારા

ને સુમારે દશ કોશ બાજુ પર રહે છે. ત્યાં ભીમા નદી વહે છે. તેને કિનારે ઉભા રહયા એટલે ઘણોજ ચમત્કારિક દેખાવ દષ્ટિગોચર થાય છે. ગાણગાપુર ગામ અને ત્યાંની ભીમા નદીનો કિનારો જે પ્રથમજ નિહાળે, તેને તો પ્રથમ એવું લાગે કે હું સર્વ પૃથ્વીમાં કેવળ છેવટના ખુણામાં આવી રહેલો છું અને હવે ભુમિની મર્યાદા ઘણીજ થોડી રહેલી હશે ! અહીં આગળ બે મૈલપર ભીમા નદિને કિનારે કિનારે ઉપરની બાજુએ ચાલી ગયા એટલે ત્યાં ભીમા નદીને અમરાવતી કિંવા અમરજા નામની નદી આવી મળવાથી તે સ્થલ " સંગમ " નામથી ઓળખાય છે. ખરેખર નિહાળતાં આ સ્થલ તપસ્વિજનોને જપતપ આદિ કર્મ કરવાને ઘણુંજ ઉત્તમ છે. એક બાજુએભીમા અને બીજી બાજુએ અમરજાને.પ્રવાહ,પાછળની બાજુએ ભસ્મનો એક નાનો સરખો સુભ્ર ડુંગર, પેલી બાજુએ ક્ષિતિજને અડેલું આકાશ, બન્ને નદીને કાંઠે કાંઠે આવેલા ગગનચુંબિત વૃક્ષો અને તેપર પોપટ,શંકુત આદિ વસી રહેલાં નાનાપ્રકારનાં પક્ષી- શિવાય ત્યાં સેવા માટે તથા તપશ્ચર્યા માટે રહેનારા વૈરાગ્યશીલ લોકોની નાનીનાની પર્ણકુટિકાઓ, ઇત્યાદિ મનોહર, ઉદાસ અને એકાર્થે આનંદકારક દેખાવ નિહાળતાં વાર નિહાળનારની ચિત્તવૃત્તિ આનંદથી, વૈરાગ્યથી, ઉદાસીનતાથી અને પશ્ચાતાપથી કેવળ પરિપૂર્ણ બની રહે છે. ગાણગાપુરના સંગમપર ગમે તેવો પ્રાપંચિક અને વિષયાસક્ત માણસ ઉભો રહે તો તે તુરત ઉપરતિ બની તેને પરમાર્થનું સ્મરણ થયા શિવાય રહેજ નહીં. એવો એ સ્થળનો મહિમા છે. ત્યાં પુષ્કળ લોકો સેવા કરવા અને અનુષ્ટાન કરવા માટે આવી રહે છે. તેમાં સકામ લોકોની ગર્દીતો ઘણીજ જોવામાં આવે છે. કોઇ કષ્ટ નાશ થવા માટે, કોઇ રોગ મટવા માટે, અને કોઇ

દ્રવ્ય પ્રાપ્તિ પ્રીત્યર્થે ત્યાં આવી રહેલા હોય છે. અહીં પિં શાચ આદિ બ્રહ્મરાક્ષસ યોનીને મુક્તિ મળે છે, એવી પુષ્કળ લોકોને ભ્રતિ પડી ગયેલી હોવાથી પુષ્કળ લોકો અત્રે આવી દેવ સેવા કરે છે. કોઇ સ્નાન કરે છે; કોઇ પિંપળાને પ્રદ ક્ષિણા ફરે છે, ઇત્યાદી નિરનિરાળા દેખાવો નિહાળી માણુસને આ સ્થળ વિષે પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહેજ નહીં.

ગામમાં એક રમણીય મઠ છે, એમ અગાઉ કહેવામાં આવેલું છે. આ મઠના દરવાજા ઉપર એક નોબત વાગી ર હેલી હોય છે મઠમાં, મુખ્ય દૈવત ત્યાંના પ્રસિદ્ધ પુરૂષ શ્રીનર સિંહ સરસ્વતી સ્વામી સદ્‌ગુરૂની પાદુકા છે. તેની પુજા અર્ચા કરવામાં બ્રાહ્મણોજ હોય છે. મઠને મોગલ સરકાર તરફની તથા યાત્રાળુ લોકો તરફની પુષ્કળ ઉત્પન્ન હોવાથી પુજારી લોકો ઘણા મગરૂર રહે છે. હશે.

એવી રીતે ગાણુગાપુરનું સ્થલ રમણીય, પૂર્ણ એકાંતનું હોવા થી આપણો પ્રસિદ્ધ બંડખોર વાસુદેવ બળવંત ફડકે પણ અંગ્રેજ સરકારના ભયથી અત્રે આવી રહેલો હતો. તેના માંગ અ ને રામોશી વગેરે સાથીદાર લોકો તેને તજી ગયા હતા. પુષ્કળ લુટ મેળવી તેણે લાખ સુધીનું દ્રવ્ય મેળવ્યું હતું, ત થાપિ આ વેળા એ તેની પાસે કહેવા જોગ કશું દ્રવ્ય રહ્યું ન હોતુ. તે અતિ પરિશ્રમથી આજારી થઇ પડયો હતો. ગાણુગા પુરમાં રહી થોડા દહાડા વિશ્રાંતિ લેવી અને બની શકે તો ભ વિષ્યની તૈયારી પણ બેઠા બેઠા કરવી, એવું તેના મનમાં હતું; ત થાપિ મી૦ ડાનિયલ સાહેબ પુઠે પડેલા હોવાથી તે કેવળ દી ન બની ગયો હતો. અંગ્રેજ સરકારના લાગમાં નહી આવતાં કેટલાક દહાડા વિશ્રાંતિ લેવાની તેને કોઇ જગ્યાજ રહી નહોતી. જેઓના સામર્થ્ય પર તે આટલો ઇંગ્રેજ સરકારનો શત્રુ

બની ગયો હતો, તેનું સર્વ સામર્થ્ય અત્યારે નષ્ટ થયું હતું. તેના મુખ્ય મુખ્ય માણસો સરકારના હાથમાં સપડાઈ ગયા, અને બાકીના લોકો ભયથી તેનો આશ્રય તજી નહાસી ગયા હતા. તેના માણસો જેમ વિખરાઇ ગયા, તેમ તેનું દ્રવ્ય પણ હતું—નહોતું થઇ ગયું. તેના સર્વ માણસો જે હાથમાં આવ્યું તે લઇને નહાસી ગયેલા હોવાથી વાસુદેવરાવ. કને કંઇજ રહ્યું નહીં. વાસુદેવ ઘણોજ ઉડાઊ હતો, અને તેથી જો કે તેણે ધાડ પાડવામાં તથા લુટફાટ કરવામાં પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું, તો પણ તેની પાસે અત્યારે કાંઈ પણ રહ્યું નહીં, એટલુંજ નહી, પણ તેને ઘેર તેની સ્ત્રી અને સાળો વગેરે જે માણસો હતાં, તેઓને વાસ્તે પણ આ વેળાએ તે એક પૈઈ સરખી પણ મોકલાવી શક્યો નહીં, "આપણા દિવસો એવીજ રીતે જશે" એવા ભરોંસાપર તેણે પોતાનો સઘળો ખર્ચ રાજ્યકીય ઠાઠ પ્રમાણે રાખ્યો હતો. "હું હવે રાજા થયો ને હવે થોડાજ દિવસમાં સાહેબ લોકો મારા ભયથી મુંબઈ તજી ઇંગ્લાંડ તરફ નહાસી જશે" એમ તેને લાગતું હતું. ગવરનર સાહેબ મુંબઇ તજી ગયા બાદ વાલકેશ્વરમાંના ઉત્તમ હવા વાળા મનોહર બંગલામાં વાસુદેવરાવ પોતે રહેવા જનાર હતો! કોટમાંની સેક્રેટરીયેટ અને ટાઉનહાલ વગેરે ઇમારતોમાં તે પોતાની મુખ્ય ઓફિસો સ્થાપનાર હતો ! પુણાની ગાદી ઉપર હરીરામોશીને બેસાડવો અને સત્તારાની ચૌદ પેઢીની જહાગીર ગણું માંગને આપવી, એવો વાસુદેવે નિશ્ચય કર્યો હતો. ડુંગરાની ખીણમાં ગીચ આંબાની ઝાડીમાં એકાંત સ્થળે જ્યારે નિર્ભય સ્થિતિએ વાસુદેવરાવની છાવણી મુકામ કરતી, ત્યારે તેની છાવણીમાં જ્યાં ત્યાં ઘણીજ રમુજ અને ગમત થઈ રહેતી હતી. કેટલાક રામોશી અને માંગ લોકો પોત પોતાના ઢોલકો,

તંબુરા, સતાર વગેરે બજાવી ગાયન કરવા મંડી પડતા, કેટલાકો ગંજીફા, ચોપાટ વગેરે રમતો રમવા માંડતા; કેટલાકો પડોશના ગામડાંમાંથી ગારૂડી, ભાંડ ભવૈયા, કે તમાશા કરનારાઓને બોલાવી તેઓની પાસે નાના પ્રકારની રમત કરાવી આખી રાત હાસ્ય વિનોદ મેળવતા, વાસુદેવરાવની છાવણીમાં કેટલાક ભજન કરનારા ભક્તજનો પણ હતા–તેઓ તુકારામના અને નામદેવના અભંગો મનોહર તાલ રાગમાં ગાઇ સપ્રેમ ભજન કરતા. વાસુદેવરાવ પોતે આનંદી પુરૂષ હતો. રાત્રી થયા બાદ ચંદની ખીલી રહી કે તે છાવણીમાંથી બહાર નિકળી ખુલ્લી હવામાં એકાદ પથ્થરપર વ્યાઘ્રાંબર નાખી બેસતો અને ત્યાં પોતાની પ્રિય સતાર નિરનિરાળા રાગમાં વગાડતો. તે ઉદાર હોવાથી પુષ્કળ યાચક લોકો તેની કને હમેશાં આવતા અને તેઓને તે યોગ્યતા મુજબ દાન આપતો. વાસુદેવરાવની સવારની પુજા કરવાનો ઠાઠ ઘણોજ મનોહર હતો, તે વેળાએ હરદાસ, પુરાણિક, ગવઈઓ, વૈદિક, શાસ્ત્રી વગેરે મંડળી હમેશાં હાજર થતી, અને વાસુદેવ હમેશાં તેઓને પણ તેમની યોગ્યતા પ્રમાણે આપવાનું વિસરી જતો નહોતો. આવીજ રીતે તેણે પોતે મેળવેલાં વસ્ત્ર–આભુષણો પુષ્કળજ વહેંચી નાખ્યાં. જમવાને સમયે પણ કદીજ વાસુદેવરાવ એકલો જમ્યો, એમ બન્યુંજ નથી. તે હમેશાં પાંચ પચીસ અતિથી સાથે લઈ જમતો હતો. પોતે એકલાએજ એશ–આરામ ભોગવવો, પોતે એકલાએજ રમૂજ ગમત મેળવવી અને પોતે એકલાએજ દ્રવ્ય મેળવી સુખ મેળવવું એવી તેનામાં સ્વાર્થ બુદ્ધિ નહોતી; પરંતુ આપણો દેશ સ્વતંત્ર બને તો ઠીક, આપણા લોકો યથેચ્છ સુખ મેળવે તો ઠીક, એવી તેની અપૂર્વ ઇચ્છા અને અપૂર્વ કાળજી હતી, અ

ને એ તેની સારી ઇચ્છા અને રૂડી કાળજી માટે, તેના શ્રમ માટે, તેના શૌર્ય માટે, તેના સાહસ માટે, તેના સ્વદેશાભિમાન માટે આપણ સર્વજનોએ તેને શાબાસી આપવી ઘટે છે; પરંતુ સ્વદેશના, સ્વદેશ બાંધવોના કલ્યાણાર્થે તેણે જે માર્ગ સ્વિકાર્યો હતો, તે માટે તો તેનો આપણે અંતઃકરણ પૂર્વક તિરસ્કારજ કરવો જોઈએ. કારણ, નીચ લોકોના છંદમાં પડી તેણે પોતાનું તો નુકશાન કરી લીધું, પણ પોતાના નીચ વર્ત્તનથી આપણ સ્વદેશી જનોનું પણ તેણે ઘણું નુકશાન કર્યું. અર્થાત પ્રજા ધર્મ પ્રમાણે રાજ્ય નિષ્ઠાથી વરતી આજ સુધી આપણે નામદાર બ્રિટિશ સરકારનો જે ભરોંસો અને પ્રેમ સંપાદન કર્યો હતો, તેને પોતાની મુર્ખાઇથી વાસુદેવરાવે મોટો ધોકો પહોંચાડયો, સુક્ષ્મદૃષ્ટિએ નિહાળતાં એ આપણ સ્વદેશ બાંધવોની સામાન્ય નુકશાની નથી કરી શું? આપણ સ્વદેશ બાંધવોનું અને આપણા દેશનું હિત કરવાનું-કલ્યાણ કરવાનું જો તેના મનમાં હતું તો તે પાર પાડવાના અન્યત્ર માર્ગો પર શું ઢાંકણાં દેવાયાં હતાં? બેશક કલ્યાણના અન્ય માર્ગે વિચરવાના પુષ્કળ ઉપાયો હતા, પણ બિચારો કરે શું? તે સ્વદેશાભિમાનના અને સ્વતંત્રતાના વંટોળિયાના સપાટામાં સપડાઈ ગયો. વંટોળિયાના પ્રબળ આગળ તેનું કશું ચાલ્યું નહીં. વંટોળીઓ જ્યાં ઘસડી ગયો ત્યાં વગર છુટકે તે બાપડાને જવું પડયું. આગળ જણાવ્યા પ્રમાણેની વાસુદેવરાવની ચોરટી રાજ્યકીય સ્થિતિ વધારે દિવસ નભી નહી, અને જલદીથી જ તેની અવ્યવસ્થા થઈ-તે બાપડો દીન બની ગયો. "હવે શું કરવું?" તેનો વિચાર કરવા માટે તથા થોડા દિવસ વિશ્રાંતિ લેવા માટે તેણે ગાણગાપુરનું સ્થળ-પુર્ણ એકાંત વાસનું પસંદ કરયું અને ત્યાં જઇ ગુપ્ત રીતિએ કેટલોક વખત અનુષ્ટાન કરતો બેઠો.

અહીં વાસુદેવરાવને પકડવા માટે ડાનિયલ સાહેબે સખ્ત પ્રયત્ન ચાલુ રાખ્યો હતો. વાસુદેવરાવને પકડી આપનારને મોટું ઇનામ આપવાના જાહેરનામાં પ્રકટ કરેલાં હોવાથી પુષ્કળ લોકો બક્ષીસની આશાએ વાસુદેવરાવને પકડવાની ખટપટમાં ગુંથાઇ ગયા હતા. શિવાય ગુપ્ત પોલીસ અમલદાર રાવ સાહેબ પણ એ કામમાં પુષ્કળ યત્ન કરતા હતા—આવી રીતે શોધ કાહાડતાં કહાડતાં, છેવટે એક બે આસામીઓ કનેથી "તે મોગલાઈ હદમાં ગાણગાપુર તરફ છે" એવી બાતમી મળી. આ ઉપરથી લાગલુંજ મુંબાઈ સરકારે નિજામ સરકારને લખી મોકલ્યું અને નિજામે પણ પોતા તરફથી મદદ તાબડતોબ મોકલાવી. નિજામે ખુદ પોતાના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ખાન સાહેબ મેહેરબાન અબદુલહક્ક સર્વ સરંજામ સાથે મોકલાવી આપ્યો.

ડાનિયલ સાહેબનો અને અબદુલહક્ક સાહેબનો મેલાપ થયા બાદ પરસ્પર મોટો આનંદ ઉપજ્યો. ગુપ્ત પોલીસ અમલદાર આપણા તરૂણ રાવસાહેબ પ્રવાસી પણ સાથેજ હતા. અબદુલહક્કની સાથે વીશ પચીશ હોશિયાર સ્વારો અને સો સવાસો હથિયારબંધ પાયદળ હતું, અને મેહેરબાન ડાનિયલ સાહેબની સાથે દસ બાર સ્વારો તથા વીશ પચીશ પાયદળ-હથિયારબંધ સિપાઈયો હતા, બંન્ને અમલદારો જાતે શૌર્યવાન અને ધૈર્યવાન હતા; તેમાં પણ ત્રીજો આપણો તરૂણ રાવસાહેબ કાંઈ કમી નહોતો. તેણે તે બંન્ને સાહેબોને નાનાં મ્હોટાં કામોમાં પુષ્કળ મદદ કરી. પાછળ કહેલા ગાણગાપુર ક્ષેત્રથી આ તરફ બે મૈલને છેટે એક નાનું ગામડું છે. ત્યાં આવીને આ સાહેબ મોસુફોએ મુકામ કર્યો. વિચાર કરતાં પ્રથમ એકલા ગુપ્ત પોલીસ અમલદાર રાવસાહેબનેજ મોકલવા.

નો ઠરાવ થયો. કારણ ગાણગાપુર ગામ હિંદુ રીતિ મુજબ દેવસ્થાન હોવાથી ત્યાં મુસલમાન કીંવા યુરોપિયનના એકાએક જવાથી ગુપ્ત વાતનો તપાસ લાગવો કઠિણ હતો. જો પરધર્મી લોક ત્યાં એકાએક જાય તો ઉલટો બુમાટો થઇ માત્ર કાર્ય નાશ થવાનો સંભવ હતો. શિવાય યુરોપિયન કે મુસલમાન લોક હિંદુ દેવાલયમાં કે બ્રાહ્મણોનાં ઘરમાં જઇ શકે નહીં, અને એટલાજ માટે પ્રથમ એકલા રાવસાહેબનેજ મોકલવાનો નિશ્ચય થયો–તે ઘણું સારૂં થયું એ ઉઘાડુંજ છે.

રાવસાહેબે પોતાનો સરદારી–સિપાઇગીરીનો વેશ તજી અ ક્કડબાજ મરાઠાશાઇ વેશ ધારણ કર્યો, અને તે અન્ય યાત્રાળુ સરખો બની રહ્યો. સાથે માત્ર એક પોટકું અને છ સિપાઇયો સાદા પોશાકવાળા અને ગુપ્ત હથિયારબંધ રાખ્યા, અને સંધ્યા કાળને સમયે એક ટટ્ટુપર બેસીને ગાણગાપુરમાં દાખલ થયો. રાવસાહેબની સાથે બીજા બે સિપાઈયોને અમુક એક માણસ ને પકડવા વાસ્તે વારંટ આપી મોકલાવ્યા હતા. કારણ, તે માણસ પણ ગાણગાપુરમાંથીજ હાથ લાગવાનો સંભવ હતો.

સંધ્યાકાળને સમયે ઘડિભર ગામડિયા ગામમાં કાંઈ અલૌકિક ખળભળાટ થઈ રહે છે. ખેતરમાંથી ઢોરો ચરીને આવવાનો સમય સંધ્યાકાળ હોવાથી ગાણગાપુર કેવળ ધુળમય બની રહ્યું હતું. નિશાળિયાઓ શાળામાંથી એજ સમયે છુટેલા હોવાથી તેઓએ રસ્તામાં શોરબકોર કરી મુકયો હતો. ગાણગાપુરનો ધોરી રસ્તો ઢોર, રસ્તે જનારાં નાનાં મોટાં માણસો અને નિશાળિયાઓથી ભરપુર થઈ રહ્યો હતો. તેમાં વળી ગામની સ્ત્રીઓનો પાણી ભરવાનો રસ્તો પણ તેજ હતો. પુષ્કળ સ્ત્રીઓ માથાપર બેડું લઈ રસ્તે ઢોરોની ગીરદી વચે અટકી ઉભી હતી. પટેલ કણબી લોકો ચોરાપર બેઠા હતા

અને પટેલ કોઈની કાંઈ પંચાયત કરતો હતો. આવા ગડબ ડાટના સમયે આપણો પ્રવાસી રાવસાહેબ પોતાના ગુપ્ત હથિ-રબંધ સિપાયો સાથે આવી પહોંચ્યો, તેને ત્યાં બે ચાર પુજા રી અને ઉપાધ્યા લોકો મળ્યા. તેઓએ આપણા રાવસાહેબને પોતાને ઘેર ઉતરવાની વિનતિ કરી. પરંતુ "અમે ચોરા ઉ-પરજ રાતની રાત ગાળીશું અને આવતી કાલે પ્રભાતમાં ત-મે અમોને જરૂર મળજ્યો, એટલે સર્વ થઇ રહેશે." એમ ક-હી રાવસાહેબ ચોરાપર જઈ ઉતર્યો.

રાત્રીએ ચોરામાં રહીને પણ રાવ સાહેબ નવરા બેસી ર હ્યા નહીં; ત્યાં બેઠાં બેઠાં પણ તેણે ગુપ્તપણે તપાસ કરવા નું કામ સારી રીતે બજાવ્યું. સૂર્યોદય થતાંવાર ક્ષેત્રસ્થ બ્રાહ્મ-ણોએ આવી રાવસાહેબને નામ ગામ પુછવા માંડયું અને "અ મે તમારા ઉપાધ્યા, અમે તમારા ઉપાધ્યા" કહીતેઓએ પર-સ્પર ઘોંઘાટ મચાવી રાવસાહેબનું માથું દુઃખાવી દીધું. "મને ઉપાધ્યાની કશી જરૂર નથી" એમ બોલી તેણે ભીમાનદી પર જઇ સ્નાન કરયું અને મઠમાં જઇને દર્શનના નિમિત્તે તેણે મુદ્દા-ની વાતપરબારીકીથી લક્ષ આપ્યું; પછી તે એકલોજ આખા ગામ માં ફર્યો. છેલ્લે સંગમ તરફ જતી વખતે તેણે પોતાના ગુપ્ત હથિયારબંધ માણસો પોતાની સાથે લીધા, અને આસંદરા-ના મોટા વૃક્ષ તળે જઈ ઉચાણમાં ઉભો રહ્યો. ત્યાંથી નીચે સંગમની શોભા અપુર્વ જણાતી હતી. તેણે પોતાની દૃષ્ટિ ચારે બાજુ ફેંકી તો નીચાણના ભાગમાં સંગમ નજીક પાં-ચ દશ માણસો એકત્ર મળીને એક તરૂણ યુવતિને ધકા હ ડસેલા મારી ખેંચી જાય છે અને તે તરૂણી મોટેથી રડેછે, એવું તેના જોવામાં આવ્યું. એ પ્રકરણ શું છે, તે જોવા જાણવાની ઇચ્છાએ ઢોળાવ ઉતરી રાવ સાહેબ મંડળી પાસે

આવી પહોંચ્યો અને ત્યાં તે સર્વ પ્રકરણ તેના સમજવામાં આવી ગયું. એક વિધવા તરૂણ સકેશા કન્યાનું કેશવપન કરવાની તજવીજ ત્યાં ચાલી રહી હતી. વિધવા કન્યાના મનમાં કેશ વપન કરાવવાનું નહોતું, પરંતુ તેના સાસુ સસરાએ પુનામાંના એક શ્રીમંત મનુષ્યના છંદમાં પડી તેની શીખવણીથી એવી વ્યવસ્થા કરવાનું કામ મનપર લીધું હતું. તેઓએ તે બાપડી ને "ગાણગાપુરની યાત્રા કરવા અને સિદ્ધ પુરૂષોના પાદદર્શનાર્થે આપણે જવું છે" એવી ધાપ મારી પોતની સાથે અહીં આણેલી હતી, અને અહીં આવ્યા બાદ તેને અત્યાર સુધી કેશવપન સંબંધે કશું પણ કહ્યું નહોતું. સંગમપર સ્નાન કરવાને બહાને લાવી, કેશવપન કરાવવા સારૂ તેઓએ તેનાપર જુલમ ગુજારવા માંડયો હતો. બે બુઢાં સ્ત્રી પુરૂષો, એક હજામ અને નાનાસાહેબ પોતે પણ વેપાંતર કરી એ મંડળીમાં સામેલ થયેલો હોવાથી તે ચાર માણસો અને તે શીવાય બીજા ચાર પાંચ ભિક્ષુક બ્રાહ્મણો ત્યાં હાજર થયા હતા. એટલા માણસોએ મળી તે નિર્દોષ સકેશા વિધવાપર જુલમ–અનર્થ ગુજારવા માંડયો હતો. એ સર્વ કૃત્ય નિહાળી આપણા રાવસાહેબના મનમાં તે વિધવા વિષે ઘણીજ દયા ઉપજી. પુષ્કળ હાથીઓ જેમ એકાદ કેળના વૃક્ષપર તૂટી પડે, પુષ્કળ વ્યાઘ્ર મળી જેમ ગરીબ બિચારી બકરીને ઘેરી લે, તે પ્રમાણે આ પ્રસંગે આપણી આ વાર્ત્તાની નાયીકા ગરીબ બિચારી યમુનાની દુ:ખદાયક સ્થિતિ થઈપડી હતી. યમુનાએ પોકારી પોકારીને પુષ્કળ આક્રોશ કર્યો, પણ તે નિર્જન સ્થળે તેનો આકાંત સાંભળે કોણ? સઘળાંએ મળી તેને પકડી હજામની સામે જુલમથી બેસાડી. બે ત્રણ જણાએ તેના હાથ પગ જોરથી પકડી રાખ્યા. હજામે પોતાના અંગરખાની બાંય ઊંચી ચઢાવી, અસ્ત્રો હાથ-

માં લીધો, અને તે વેળાએ આપણી યમુનાની જે સ્થિતિ થઈ તે કહેવાને પ્રિય વાચકવૃંદ, કહોને શી રીતે શક્તિવાન થવું ?! તે કામ બહુ કઠણ છે. તે હજામને ઉપરા ઉપરી પગે લાગવા માંડી, હાથ જોડી દીનવાણીથી વિનવવા લાગી, પણ તે નિર્દયને દયા તે ક્યાંથી આવે ? "દોડો અરે કોઈ દોડો ! દોડીને કોઈ મને આ ચંડાળના હાથમાંથી છોડાવો !" એ તેની દીન વાણી સાંભળી રાવ સાહેબથી રહી શકાયું નહીં. તે લાગલોજ દોડીને પાસે આવ્યો. અને પોતાના એક સાથી પાસે મીણી યલ ચાબુક હતો તે હાથમાં લઇ પ્રથમ તો સટોસટ બે ચાર ચાબુક હજામનેજ લગાવી દીધા. હજામ ભયભિત બની હાથમાંનો અસ્ત્રો ફેંકી દઈ શંખધ્વનિ કરતો ઉઠયો ! એટલામાં ત્યાં એકઠાં થયેલાં માણસોની પીઠપર પણ ફડોફડ ચાબુકના પ્રહારો થવા લાગવાથી તેઓ સર્વ રાવ સાહેબના ઉપર ધસી આવ્યાં. આવો પ્રકાર નિહાળતાંવાર રાવસાહેબના સાથીઓ જે થોડેક દુર ઉભા રહી તમાશો નિહાળતા હતા તેઓ ત્યાં દોડતા આવ્યા. તેઓ પણ જગડામાં સામેલ થઇ ગયા અને બ્રાહ્મણ ભટ્ટાઓની સારી રીતે પુજા ઉતારી. પછી તો જયાં ત્યાં નહાસભાગ થવા લાગી; એટલામાં તો રાવસાહેબના સાથી-સિપાઈ લોકોએ સઘળાંઓને પકડી કેદ કર્યાં. રહેવામાં માત્ર એકલો નાનાસાહેબ સિલિક રહયો હતો. છેવટે તે પણ "શું થયું ?" એમ પુછતો જેવો આગળ ધસ્યો આવે છે તેવોજ તેને રાવસાહેબે સપડાવ્યો. રાવ સાહેબે તેને કહ્યું-"નમસ્કાર રાવ સાહેબ ! આપનુંજ નામ શું નાનાસાહેબ ! ચાલો; આ જુઓ તમારા ઉપર ફોજદારી વારંટ ! તમોને કેદ કરી સતારે મોકલવાના છે-જુઓ આ વારંટ !!" એ સાંભળતાં વાર નાનાસાહેબ તો ત્યાંનો ત્યાંજ દીંગમુઢ બ-

ની ગયો. આગળ એક અક્ષર પણ તેનાથી બોલી શકાયો નહીં. તેણે આગળ પાછળ નિહાળ્યું પણ "અહીં આપણું કોઇ પણ નથી" એવું તેના જોવામાં આવ્યું. એટલામાં એક સિપાઈએ તેને ચતુર્ભુજ બનાવ્યો! પછી બન્ને બુઢાં સ્ત્રી પુરૂષો દોરતાં આવ્યાં. તેઓને રાવસાહેબે જોરથી જણાવ્યું,—"ખબરદાર જો આગળ પગલું ભર્યું છે તો! તમારા સર્વ સાથીઓની શી દશા થઇ છે તે જોયું કે નહીં?

બુઢો- (ધ્રૂજતો ધ્રૂજતો) હા મહારાજ! પ-પ-પ-પણ તમે કોણ?

રાવ૦-અમે કોણ છીએ તેની પંચાયત તમારે શા માટે કરવી જોઇએ? પ્રથમ તો તમેજ કોણ છો તે ખરૂં કહી સંભળાવો?

બુઢો-અ-અ-અમે દા-દાભાડયાના તળેગામના વતનદાર. મ-મ-મને બાબા બાબાસાહેબ કહીને લોકો બોલાવે છે.

રાવ૦-આ બુઢી તમારી કોણ?

બુઢો૦-કોણ એટલે? એ-એ-એ મારી એ છે.

રાવ૦-પછી અહીં શા માટે આવ્યા હતા તમે?

બુઢો-શા માટે એટલે? ક્ષેત્ર છે માટે વિધિ કરવા આવ્યા હતા, તે શું?

રાવ૦-કયો વિધિ અહીંયા હમણા કરતા હતા?

બુઢો-અહો જે યથાશાસ્ત્ર છે, તેજ વિધિ કરતા હતા-કયો એટલે શું?

રાવ૦-મને એવું તેવું કશું સમજાતું નથી. સ્વષ્ટ કહો જે હોય તે.

બુઢો-અહો અમારી વહુ છે ને તે? પછી! તેનું બરોર નહીં કરવું જોઈએ? એવું એલફેલ શું પુછો છો?

રાવ૦–વળી તમારૂં જેવું તેજ. મને સ્પષ્ટ કહો. અહીં તમે શું કરતા હતા? મને એ તે કશું સમજવામાં આવતું નથી.

બુઢો–કપાળ અમારૂં. વધારે તે સ્પષ્ટ શું કહી સંભળાવવું તમને!

રાવ૦–પણ આ તરૂણ કન્યા અહીં રડતી ઉભી છે, એ તમારી કોણ થાય અને તેને તમે બે ચાર જણા પકડીને શું કરતા હતા? આ હજામ હાથમાં અસ્રો લઇને તેનું માથું કાપતો હતો કે શું?

બુઢો–માથું કાપવાને અમે શું કસાઇઓ છીએ? તે અમારી સગી દીકરાની વહુ છે. માથું કાપવાને તે શું કાંઇ પારકી છે કે? અમે તેનાપર જુલમ કરતા હતા તે તેના હિતને માટે જ કરતા હતા.

રાવ૦–તેને વિરૂપ બનાવતા હતા તે તેનું હિતજ હતું ખરૂં?

બુઢો–હા. તેમ કરવાથી પાપ કર્મની પ્રવૃત્તિ બંધ થઇ, સ્વર્ગમાં બેતાળીશ કુળનો ઉદ્ધાર થાય છે.

રાવ૦–કેશ કઢાવ્યા પછી સ્ત્રીઓ તરફથી પાપાચરણ થતું જ નથી શું?

બુઢો–આપણું આખું ધર્મશાસ્ત્ર સમજાવવા હું કાંઇ આ બ્યો નથી. અમારૂં તમારે હવે શું કરવાનું છે તે એકવાર જાણવા દો.

રાવ૦–આ તમારી સગી–સગા દિકરાની વહુ છે ખરૂં?

બુઢો–હા ભાઈ.

રાવ૦–તમારો છોકરો કયાં છે અને તેનું નામ શું?

બુઢો–છોકરો જો જીવતો હતતો આટલી પંચાત કરવાનું કારણ શું હતું? અને આ વહુનું રૂપ–બેરૂપ કરવાનું પણ કારણ શું હતું?

રાવ૦-તમારા દીકરાનું નામ શું અને તેને મરી ગયે કે-
ટલા દિવસ થયા ?

બુઢો૦-તેનું નામ ગંગાધર હતું. તે થોડા દિવસપર બં-
ડખોર વાસુદેવરાવના સપાટામાં સપડાઈ માર્યો ગયો. અને તેથી
જ અમારી આવી દુર્દશા થઈ!

રાવ૦-તે મરણ પામ્યો છે એવી તમારી શી ખાત્રી થઈ?

બુઢો૦-ઓહોહો ! તેનું પ્રત્યક્ષ ધડજ અમે નિહાળ્યું તો પ
છી બીજી ખાત્રી શી જોઇએ ?

રાવ૦-અને શિર ?

બુઢો૦-શિર તો મુદલ જોવામાં આવ્યુંજ નથી-પરંતુ
નાનાસાહેબે તે વિષે બેધડક કહ્યું કે એ ગંગાધરરાવનુંજ
શરીર છે.

રાવ૦-નાનાસાહેબ પ્રમાણિક માણસ છે એવી તમારી ખા
ત્રી છે શું ?

બુઢો-હા, તે શ્રીમંત છે.

રાવ૦-પણ, જેટલા શ્રીમંત તેટલા પ્રમાણિકજ હોય, એવો
કાંઇ નિયમ છે ?

બુઢો-કાંઈ એવો નિયમ તે હોય!

રાવ૦-તો પછી તમારો દીકરો મરી ગયો છે એમ શા પર
થી માનવું ? (યમુના તરફ નિહાળી) તું રડ નહીં. પણ
હું પુછું તેનો જવાબ આપ. નિહાળેલા ધડ ઉપરથી અને ના
ના સાહેબના કહેવા ઉપરથી તારો ધણી મરણજ પામ્યો છે,
એવું તને નિશ્ચય પૂર્વક લાગે છે શું ?

યમુ૦-નહીં મહારાજ ! એ બંન્ને પ્રમાણો કેવળ જુઠાં-અ
સત્ય છે. મારો સ્વામિ જીવતો છે અને તે મને જલદીથીજ મળ
શે એવું માત્ર મને લાગે છે. પરંતુ આ સર્વ માણસોએ મળી

મારી કેવળ દુર્દશા કરવાનો, વિચાર રાખ્યો છે. અને તેનું મુળ કારણ નાનાસાહેબથીજ ઉભું થયું છે. આજ આપની સહાયતાથી—આપના આભારથી મારાપરનો દુર્ઘટ પ્રસંગ ટળ્યો છે. પ્રભુ આપનું કલ્યાણ કરશે.

રાવ૦—મેં તને પૂર્વે એકવાર પણ નિહાળી છે, તથાપિ તે ક્યાં નિહાળી હતી તે સ્થળ સ્મરણમાં નથી.

યમુ૦—હા, મહારાજ! મને પણ એમજ લાગે છે—આપનો ચેહેરો ઓળખીતા સરખો દીસે છે—પણ ક્યાં વારૂઃ—હા યાદ આવ્યું—પુનામાં આપ કદી આવ્યા હતા?

રાવ૦—અને તારો પુનર્વિવાહ કરવાનો પ્રપંચ રચાયો હતો?

યમુ૦—હા. નાનાસાહેબના વંડામાંજ મારાપર એ પ્રસંગ ગુજર્યો હતો.

રાવ૦—પછી તે પ્રસંગમાંથી તને કોણે મુકત કરી હતી?

યમુ૦—આપના સરખા મહા પુરૂષે. હા, પણ આપનો ચ્હેરો તે મહા પુરૂષ જેવોજ જણાય છે. હા, તેજ તમે છો મહારાજ. પણ આજનો પોષાક કંઈ નિરાળોજ છે.

રાવ૦—હા, તેજ હું—અને તેજ તું. અને તેજ આ નાના સાહેબ, સુંદરી!

યમુ૦—મને "સુંદરી" આ શબ્દથી આપની ઘણી ભીતિ ઉપજે છે.

રાવ૦—કેમ વારૂ! "સુંદરી" તને કહેવાનો કોઈનો ભય છે કે શું? પોતાની વસ્તુને ગમે તેવી ઉપમા આપવાને ગમે તે કહેવાને માણુસ પોતે શકિતવાન—મુખત્યાર માલેક હોય છે.

યમુ૦—પણ હું પરસ્ત્રી હોઈને કેવળ અનાથ છું.

રાવ૦—તું સનાથ થયા બાદ તને સુંદરી કહેવાને હરકત છે?

યમુ૦—તેમ બન્યું તોપણ પરસ્ત્રી તો ખરીજ કે નહીં?

રાવ૦—સ્વસ્ત્રી કર્યા પછી તો સુંદરી કહેવાને હરકત નથી?

યમુ૦—તમે પરસ્ત્રીને સ્વસ્ત્રી શી રીતે કરી શકનાર ? મને લાગે છે કે "શેહેરની દાઝી વનમાં ગઇ તો વનમાં લાગી આગ!" એવોજ પ્રકાર મારે માટે બનવા માંડયો છે। "ઉલમાંથી ચુલમાં પડવા" જોગ પ્રકાર મારે માટે નિર્માણ થયો છે કે શું ? શિવ ! શિવ ! !

રાવ૦—વારૂ, તે વિષે આગળ ઉપર વિચાર કરી શકાશે. હાલ તમે સર્વ માણસો અમારે ઉતારે ચાલો, કોણ છે અરે? અરે સદુ—તું આ ત્રણે જણાને આપણા ઉતારાપર લઇ ચાલ. અને રામા, બાકીના સીપાઇસાથીદાર સહિત આ સર્વ કેદીઓને લઈ ચોરા ઉપર જા. હું અને. ગણું પાછળથી આવીએ છીએ.

પ્રિય વાચકવૃંદ, ઉપર પ્રમાણેના રાવસાહેબના હુકમ પ્રમાણે સિપાઈ લોકોએ વ્યવસ્થા કરી. ઉતારે ગયા પછી જમવા ખાવાનું પરવાર્યાબાદ રાવસાહેબે એક પત્ર લખી ડાનિયલ સાહેબપર મોકલાવ્યો. પત્ર પહોંચતાંવાર ડાનિયલ સાહેબ અબદુલહક્ક સહિત તથા પોતાના સર્વ લોકો સહીત રાવ સાહેબ તરફ આવવા નિકળ્યા. રાવસાહેબ કને આવી પહોંચતાંવાર સર્વેએ મળી ખબર મળેલા ઘરને ઘેરો ઘાલ્યો પણ તપાસ કરતાં માલુમ પડયું કે વાસુદેવ બળવંત હમણાજ પાછળને બારણેથી નાસી ગયો। આવી હકીકત જાણતાંવાર ત્રણે અમલદારોએ ત્રણ ટોળીબનાવી ત્રણે દિશાપર વાસુદેવને પકડી પાડવા માટે સ્વારીઓ છો'ડાવી, અને જતાં જતાં રાવસાહેબે સંગમપરથી પકડી આણેલાં કેદીઓને પાકા બંદોબસ્ત સાથે પુના તરફ રવાના કરી દીધાં.

---

## પ્રકરણ ૧૧ મું.

# નાનાસાહેબનો છુટકો અને યમુનાને પ્રતિબંધ.

( અર્ધ ચોપાઈ. )

દૈવ ચાહે તે પળમાં કરે,
રામ નામથી પત્થર તરેઃ
(સંગવી)

પર્જન્યકાળના દિવસો બહુ રમણિય દીસે છે. જ્યાં ત્યાં સર્વ જમીન લીલીછમ્ જણાય છે. વૃક્ષો પ્રફુલ્લિત અને ફાલેલા દ્દષ્ટિગોચર થાય છે, અને તેથી અરણ્યની શોભા ઘણીજ મનોહર માલુમ પડે છે. ખેતરોને પાકથી ઐશ્વર્યવંત નિહાળી પુષ્કળ પશુ પક્ષીઓ ત્યાં પોતાની ક્ષુક્ષા શાંત કરવા એકઠાં મળે છે. નાના પ્રકારનાં ફળ પુષ્પોની સર્વત્ર સમૃદ્ધિ બની રહે છે, અને તેથી માનવાદિ પ્રાણી માત્ર આનંદ–ઉછરંગથી ઉભરાઈ જાય છે. નિરનિરાળાં રંગના પતંગાદિ જીવ જંતુઓ ફળ પુષ્પપર બેસી ગુંજારવ કરી રહે છે. મોટી મોટી સરીતાઓ, સરોવરો, તળાવ, કુવાઓ, નહેરો વગેરે પાણીથી કેવળ ભરેલાં માલુમ પડે છે, એટલુંજ નહિં પણ સર્વ જગોએ સર્વત્ર પાણી પાણી થઇ રહેલું જોવામાં આવે છે. આવા પર્જન્યકાળમાં પ્રવાસી લોકોના બહુ હાલહવાલ થાય એ ખુલ્લું છે. આપણા પ્રવાસી ડિટેકટિવ રાવસાહેબે ગાણગાપુરથી પુણા તરફ મોકલાવેલી મંડળીને પણ રસ્તામાં વરસાદ નડયો. તે સર્વે માણસો વરસાદથી રસ્તામાં ભીંજાઈ ગયાં. કોઇની કને એક તસુ કપડું પણ કોરૂં રહ્યું નહીં. મંડળીગાં બે માણસો

ઘણાંજ વૃદ્ધ હતાં. તે બાપડાના મનસ્વી હાલહવાલ થયા. પુષ્કળ વરસાદ શરીરપર પડેલો હોવાથી તે બાપડાંઓ થર થર. ધ્રૂજવા લાગ્યાં. પાછળ બે ત્રણ મૈલ પર્યંત અને આગળ બે ત્રણ મૈલ પર્યંત એક પણ ગામડું કે. વિસામો કરવા જોગ સ્થળ નહીં હોવાથી તે બાપડાંઓ અંતર્યાળ ખડકના અરણ્યમાં સપડાયાં. વચમાં વચમાં નાના મ્હોટા વેહેળા આવતા તેમાં પુરપાણી આવેલું હોવાથી યુક્તિથી તે ઉતરતાં તે બાપડાંઓને બહુ શ્રમ પડયો અને વખત પણ પુષ્કળ ગાળવો પડયો. વરસાદની વૃષ્ટિ તો સતતપણે ચાલુજ હતી અને વચમાં વચમાં ગાજવિજ પણ થતી હોવાથી તે અવસર તે દહાડે અતિ ભયંકર જણાતો હતો.

એવી ભયંકર અવસ્થામાં એ સર્વ પ્રવાસી રસ્તે ચાલતાં હતાં, તે પ્રસંગે પ્રત્યેકના મનમાં નિરનિરાળા તર્ક વિતર્ક ઉદ્ભવવા માંડયા. નાનાસાહેબ પોતાની બંધમુક્તિ વિષેના વિચારમાં ગર્ક થયો હતો. તેણે વિચાર કર્યો કે, "કાંઇ પણ દ્રવ્ય આપી આ શિપાઇ લોકોનો હાથ દાબ્યા શિવાય આપણો છુટકો થાય તેમ જણાતું નથી" અને તેથી તે ગુપ્ત રીતે સિપાઈ લોકોને પોતાના કરી લેવાનો લાગ સાધવામાં ગુંથાયો હતો. બન્ને બુઢાં-સ્ત્રી પુરૂષ તો વિલક્ષણ રીતિના ભયથી ધ્રૂજતાં અને અશ્રુપાત કરતાં હતાં. "આપણે આ પ્રતિબંધમાં અરેરે ક્યાંથી સપડાયાં, જેણે આપણી આ દશા કરી-આપણું કાર્ય કરતાં આપણને અટકાવ્યાં-તે તરૂણ મનુષ્ય કોણ અને હવે આપણો છુટકો શી રીતે થશે, બુઢાપણમાં આ દુઃખ આપણા નસીબમાં શા માટે નોંધાયું હશે," ઈત્યાદી વિચારમાં તેઓનું મન ગુંમ થઇ રહ્યું હતું પરંતુ તે મંડળીમાં જે એક તરૂણ સકેશા અને અત્યંત રૂપવતિ વિધવા હીંડતી હતી-તેના મનમાં તો આવેળાએ કાંઇ નિરાળાજ

પ્રકારની કલ્પના થવા લાગી હતી. તેના મનમાં એમ આવ્યું કે "અરેરે હું હવે તો ઉન્નમાંથી નિકળી ચુલમાં ખચીત પડી ચુકી! નાના સાહેબના સપાટામાંથી, પુનર્વીવાહની આગમાંથી અને કેશવપનના સંકટમાંથી છુટી તો ખરી, પણ પ્રસ્તુત અન્ય પ્રતિબંધમાં ફસાઈ પડી. આ પ્રતિબંધનું કારણ બહુધા નાનાસાહેબના હેતુ પ્રમાણેજ હશે. હવે આનો શો ઇલાજ કરવો? કયી યુક્તિથી હું આ સંકટમાંથી મૂક્ત થઇ શકીશ? કેશવપનના સંકટમાંથી ગાણગાપુરના સંગમપર જેણે મને છોડાવી તે તરૂણ પુરૂષ કોણ હશે વારૂ? તેના ચેહેરા ઉપરથી તો તે ઓળખીતા માણસ સરખો લાગે છે. હું તેના વિષે જેમ જેમ અધિકાધિક વિચાર કરૂં છું તેમ તેમ મારા મનમાં પ્રીતિયોગ ઉત્પન્ન થાય છે. તેને નિહાળ્યો ત્યારથીજ મનની સ્થિતિ ખચીત ચંચળ થઇ છે. એમ કેમ થયું હશે વારૂ? કદી નહીં આવનારા વિચારો મારા મનમાં આવવા લાગ્યા, તે ચિન્હ સારૂં દેખાતું નથી. વારૂ તે માણસે મને "સુંદરી" કહ્યાપર મેં જ્યારે પરાયાપણું દેખાડયું, ત્યારે તેણે મને શું કહ્યું તે મને અત્યારે બરોબર યાદ આવે છે. "પોતાની વસ્તુને પોતે "સુંદરી" કે ગમે તે કહેવાને શી હરકત છે?" એમ તેણે કહ્યું હતું. એ શબ્દો મને જેટલા ભયંકર લાગે છે તેટલાજ રમણીય પણ લાગે છે. તેમાં મર્મ શો હશે વારૂ? તે તરૂણ પુરૂષ હા બાઈ, કદાચ મારો સ્વામી—મારો નાથ તો નહીં હોય? હા, હા; એવી કલ્પના કરવાને પુષ્કળ પ્રકારે મારા મનમાં સયુક્તિક આધાર ઉત્પન્ન થાય છે. પણ કોને માલુમ કે શું હશે? જો તે ખરેખર મારો સ્વામી હતે તો તે તેજ વખતે પોતાની ઓળખાણ આપ્યા વિના રહેત ખરો? નિદાન તે મારાં સાસુ સસરાને એટલે પોતાના માત પિતાને

પણ ઓળખ્યા વિના રહ્યો હોત? આ ઉપરથી તો તે કોઇ નાનાસાહેબ સરખોજ દુષ્ટ હેતુ ધરાવનારો પર પુરૂષ હોવો જોઇએ, એવું પણ મને સાધારણ પક્ષે વિચાર કરતાં લાગે છે. અરેરે! મારૂ મન પણ બાઈ, આ વેળાએ કેટલું કૃતઘ્ન થયું છે? જે પરોપકારી ગૃહસ્થે મને એ વખતે સંકટમાંથી મુકત કરી, તે ગૃહસ્થને-તે પરોપકારી સજ્જનને હું દુષ્ટ નાનાસાહેબની ઉપમા આપું છું! કેટલી કેવી મોટાઈ મારા મનની!! જે બન્યું અને જે બને તે ખરૂં. સાધકબાધક બન્ને કારણો તે માટે મનમાં આવે છે, પણ ખરેખરજ તે માણસ મારો સ્વામિ છે, એવું ઈશ્વરકૃપાએ બની આવે તો પછી મારા આનંદને કયા આનંદની ઉપમા આપી શકાશે વારૂ! ઇશ્વરકૃપાથી અવો આનંદનો દહાડો મને પ્રાપ્ત થશે શું? મને પદેપદે ગોપિકામાસીનું આ કામમાં ઘણું સ્મરણ થાય છે. તેણે મને એક સાધુ જનનું વાક્ય કેવું સમાધાનકારક કહી રાખ્યું છે અને તેજ વાકયના આધાર પર મને પુનઃ પુનઃ સુખ સ્થિતિની આશા ઉત્પન્ન થયાં કરે છે. "દેવ ચાહે તે પળમાં કરે, રામનામથી પત્થર તરે!" આ વાકય મને કેટલું બધું મન પસંદ છે! અને ખરેખર આ વાકયના આધાર ઉપરજ મેં અદ્યાપિ પર્યંત પ્રાણ રક્ષણ કર્યું છે. ગોપિકા માસીનો કેટલો મારા ઉપર ઉપકાર છે આ! પ્રભુ તેનું કલ્યાણ કરો."

પ્રિયવાચકવૃંદ, આ પ્રમાણે વરસતા વરસાદમાં રસ્તે ચાલતાં ચાલતાં સુશીલ યમુનાના મનમાં તર્કવિતર્ક ચાલી રહ્યા હતા. તે ચાલતાં ચાલતાં ઘડીમાં આનંદવૃતિની સહજ પ્રભા મુખશ્રી પર જણાવતી, ઘડીમાં શોકદર્શક ચિન્હો ચેહેરાપર ખડાં કરતી, ઘડીમાં સ્મિતહાસ્ય કરતી, ઘડીમાં અશ્રુ

નિંગાળતી, ઘડીમાં નિશ્વાસ નાખતી, ઘડીમાં ઉંચે આભમાં નિહાળતી, ઘડીમાં ભુતળપર દૃષ્ટિ ફેંકી હસ્તના ચાળા કરતી, ઘડીમાં પ્રભુ પ્રાર્થના મનમાં ને મનમાં મોટા મનોભાવથી કરતી, અને આખરે સર્વ ભાર તેણે પ્રભુ પર નાખ્યો–ઇશ્વરપર સર્વ વિશ્વાસ રાખ્યો અને તેમ કરી શ્હેજ મનનું તેણે સમાધાન કર્યું; સત્ય પણ તેજ તરી આવ્યું કે એવી તેની શુદ્ધ નિષ્ટાથી–શુદ્ધ ભક્તિથી અને શુદ્ધ આચરણથી પ્રભુ પણ તેને વિસરી ગયો નહોતો. પ્રભુને પણ તે અતિ વહાલી હતી.

એવી રીતે એ નજર કેદ થયેલી મંડલી સિપાઇઓના પેહેરા સાથે રસ્તે ચાલતી દુધની રેલવે સ્ટેશનને એક મૈલનું જયાં છેટું રહ્યું ત્યાં આવી પહોંચે છે, તેવામાં સંધ્યાકાળ થવા આવ્યો. વરસાદથી જયાં ત્યાં પાણી પાણી થઇ રહ્યું હતું, અને અંધારૂં પણ વધારે પડતું જતું હતું: આવે વખતે દુધની સ્ટેશન જઈ પહોંચવા માટે મંડળી ઉતાવળે ઉતાવળે ચાલવા લાગી; પરંતુ મંડળી પૈકી જેઓ ભાડાના ટટુપર બેઠેલા હતા તેઓના ટટુમાં ઉતાવળે ચાલવાનું સામર્થ્ય નહીં હોવાથી ધારેલે સમયે દુધની સ્ટેશનપર તેઓનાથી પહોંચી શકાયું નહીં.

વાસુદેવ બળવંત જયારે ગાણગાપુરમાં હતો ત્યારે તે નવરો બેસી રહયો નહોતો. તેણે બેઠા બેઠા પણ મોગલાઈ હદમાંના કેટલાક નિમકહરામ આરબ અને રોહિલા લોકોને ફિતુર કરી પોતાના આશ્રયમાં આવી રહેવા માટે બોલાવ્યા હતા. તેઓ આવી પહોંચ્યાબાદ અને તેનો તથા વાસુદેવરાવનો મેલાપ થયા બાદ વાસુદેવરાવ સુદ્ધાં તે સઘળાઓ લુંટફાટ તથા ફિતુર કરવા નિકળી પડનાર હતા. એ સંકેત પ્રમાણે કેટલાક આરબો અને કેટલાક રોહિલા લોકોની એક બંડખોર ટોળી વાસુદેવરાવ તરફ ગાણગાપુર જવા અત્યારે ચા

લી નિકળી હતી. એ ટોળીમાં એક તેનો જમાદાર હતો. તે ઘોડાપર હથિયારબંધ સ્વાર થયો હતો. તેના બીજા સાથીઓ કને પણ નિરનિરાળાં હથિયારો હતાં. એવી રીતે તે ફીતુરી ટોળી ગાણગાપુર તરફ જતી હતી અને આપણી નજર કેદી મંડળી દુધની સ્ટેશન તરફ જતી હતી. પાછળ કહ્યા પ્રમાણે સંધ્યાકાળનો સમય વિતતાં સારી રીતે અંધારૂ થયા બાદ દુધની સ્ટેશન જ્યાંથી મૈલ પોણોમૈલને અંતરે રહ્યું, ત્યાં બંને મંડળી સામાસામી મળી !

ફિતુરી ટોળીના જમાદારે નજર કેદી મંડળી માટે ચોકસી કરી કે તુરત એક હવાલદારે સર્વ હકીકત કહી સંભળાવી. "આ બંડખોર મંડળી છે" એવુ તે બાપડાના સમજવામાં આવ્યું નહી. તેને એમ લાગ્યું કે મોગલાંઇ અમલમાંનો એ કોઈ તાલુકદાર કીંવા સત્તાધિશ હશે.

પરંતુ આગળ જતાં વધારે બોલવું ચાલવું થતાં "આ આપણા શતરૂ તરફની આ મંડળી છે" એવું જમાદારના સમજવામાં આવતાંવાર તેને અતિશય સંતાપ ઉપજ્યો, અને તેણે લાગલાંજ નજરકેદ મંડળીને ઘેરો ઘાલ્યો. પોલીસના છ સિપાઇ અને એક હવાલદારથી તે પચાસ પોણોસો ફિતુરી હથિયારબંધ માણસોને ખાળી શકાયા નહીં. પોલીસ લોકોએ પ્રારંભમાં જરા માથું તો ઉચક્યું; પરંતુ તેટલામાં તો તે ફિતુરી લોકોએ તેઓના હથિયારો ખુંચાવી લઇ તેઓને નરમ કરી નાંખ્યા—સર્વને ચતુર્ભુજ બનાવ્યા. કેદી મંડળમાંથી પ્રત્યેકને એક પછી એક—પૃથક્ પૃથક્ પોતાની પાસે બોલાવી જમાદારે ચોકસી કરવા માંડી. પ્રથમ તે બુઢાં સ્ત્રી પુરૂષને પોતાની પાસે બોલાવી તે આરબ જમાદારે પુછ્યું—"કયોં બુઢે આદમી, તુમ કોન હો ઔર કહાં જાતે થે ?"

બુઢો-( ધ્રુજતો ધ્રુજતો ) ત-ત-તળે ગામના દેશપાંડે અમે.

જમાદાર-લેકીન ઇદર કિસ તરફ ગયેથે? વાસદેવરાવકુ પક ડનેકે બાસ્તે ગયે થે ? સચ્ચ બોલના બુઢે ! કાયકુ ડરતે હૈ.

બુઢો-વાસુદેવરાવ કોણ છે, તે હું જાણુતો નથી મહારાજ; દેશપાંડે અમે.

જમાદાર-તુમેરી બાત મેં સમજતા નહીં. લેકિન અ ચ્છી બાત ઔર સચ બાત બોલ દેઓગે, તો તુમ કું જરૂર છોડ દેયંગે હમ. કયૌં નૂરમહંમદ મિયા, એ બુઢા દેશપાંડે ફાંડે કયા બોલતે હૈ, સો મેરેકું કુચ માલુમ પડતા ન હીં દેખો; બુઢા આદમી હૈ-ઔર ઉસકે સાથ એ એક બુઢી ઔરત કોન હૈ દેખો. એબી એક બડી ગમત દિખતી હૈ.

નુરમહંમદ-એ ઔરત ઉસ બુઢેકી લુગમાઇ માફક હોગી. બહોત કરકે લુગાઇ હોગી, જમાદાર ઉસકી.

જમા૦-કયા બોલતે હો. જમાદાર હોગી લુગાઈ ઉસકી ?

નુરમહંમદ-નહીં ખાવિંદ ! મેરા કહનેકા એહી બયાન ન હી. એ બુઢી ઔરત ઉસકી લુગાઇ હોગી, એ મેરા મતલબ.

જમા૦-કયૌંજી બુઢી બમન ઔરત,-તુમ મેરા સામને આ કર બરાબર સબ બયાન કહ દેઓ.

બુઢો-સગ બાત જે પુછવું હોય તે મેરેકું પુછો તુમ. અ મારી તે બિચારીને શા માટે પુછતે હો: હું બાપડો સબ કહી દઉં છું તો પછી તેનો તુમેરેકુ કયા ખપ છે.

નુરમંહમદ-હમારે જમાદાર સાબકું તુમ નહી જોઈએ. તુમારી તે બિચારી કયા ચીજ હૈ સો બતલાઓ.

બુઢો-દેખો જમાદાર સાબ, મારા દેખતાં અમારી તેની આબરૂ લ્યો નહીં. પ્રથમ મારૂં ગળું કાપો અને પછી તે અમારી—

જમાદાર–કુચ ફિકર નહીં. તમારી તે કું કુંચ ઇજા કરને ચાહતે નહી. લેકીન તુમ સબ બયાન બરાબર કહદેના.

બુઢો–મેં બરાબર અચ્છી બાત કહી દેઉં છું મહારાજ.

જમાદાર—અચ્છા. બરાબર કહદે ઓ સબ બયાન. એ બુઠી ઔરત તુમારી કોન સગી હોતી હૈ? ઔર એ લાલરંગ કે ઘોડીપર બેઠ ચલી હૈ, સો જવાન ખપસુરત ઔરત કીસી કી હૈ? ઔર દુસરા એ બડા બોકડેકી માફક ગોસ ભ રેલા આદમી, જિસંકે હાથમેં હાથ બેડી ડાલ દિઇ હૈ, સો કો ન આદમી હે ?

બુઢો–એતો નાનાસાહેબ છે મહારાજ. તેના કહેવા પ્રમા- ણે વરત્યા તેથીજ અમે આ સંકટમાં આવી ફસાયા છીએ. નહીંતર સુખના ઘરમાં ખાસી રીતે બેઠા હતે. નાનાસાહેબને લીધે તથા આ તરણ કર્કશાને લીધે અમારૂં ફુટી ગયું છે અ ને તે સર્વ વાતનું મુળ કારણ અમારે પેટે પડેલો નખોદીયો ગંગાધર છે ! ને પેટ પડ્યો નહોત તો ઠીક થાત. ચંડાળ તે દીકરો નહીં, પુર્વ જન્મનો વેરી છે, તેથી અમારે અત્યારે આવું સંકટ તેને લીધેજ સોસવું પડે છે.

જમા૦–મરેકું કુચ સમજાયું નહીં.

બુઢો૦–તો પછી હવે કપાળ મારૂં ! મારી નાખ—જીવ લેવો હોય તો જીવ લે. એટલે જાણીશું કે એકવાર કર્મ પંચાત- થી પાર પડ્યા.

જમા૦—ક્યૌં નુરમહમદ! એ બુઢા બમન કયા કહતે હૈ સો કુચ બયાન આતી નહીં. કર્મ પંચાત કર્મ પંચાત એ કયા બકતે હૈજી.

નુરમહમદ—એ બુઢા ઐસા અર્જ કહતે હૈ કે, એ સબ બાતકા ખ્યાલ મેરેકું કુછ અછી તરહસેં બયાન કરનેકું આ-

તા નહીં; ઉસ બાસ્તે આપ મેહેરબાની કરકે એ હમારી જે જવાન લડકી લાલઘોડીકે ઉપર બૈઠકે નીચે દેખતી હૈ ઉસ કું પુછો. એ લડકી બાતો કરનેમેં બહુત મિઠ્ઠી ઔર હુશિયારહૈ.

પ્રિય વાચકવૃંદ, એ પ્રમાણે નુરમહંમદે કહી સંભળાવ્યું કે તુરત તે કામને એક ઘડીનો પણ વિલંબ લા- લાગ્યો હશે શું ? નહીંજ. તેણે લાગલાજ આપણી સુશીલ યમુનાના લાલઘોડાને જમાદાર સાહેબની સામે લાવી તે બાપડી ને નીચે ઉતરવા ફરમાવ્યું અને નીચે ઉતર્યાબાદ જમાદારે નીચે પ્રમાણે પૂછવા માંડયું:—

જમા૦-કયૌં જવાન ઔરત, તુમારી ખપસુરતી બ- હુત અજબ દિખતી હૈ. લેકીન તુમ એ કૈદી બદમાષોંમેં કૈસી ઘુસ ગઈ ? સબ બાતો મેરેંસેં બરાબર કહદેઓ.

જમાદારનું એ ભાષણ સાંભળી યમુનાને પકકે પણે લાગ્યું કે, “ હવે અહીંથી આબરૂ સાથે ભાગ્યેજ મુકત થઈ શકાશે. આ રડયાની નજર તો કાંઇ નિરાળીજ માલુમ પડે છે. એક એક નવું સંકટ આવી નજર સામે ઉભું રહે છે. હવે શું કર- વું ? હવે તો એક પરમેશ્વરનોજ આશરો. ” એવો ઉચ્ચાર કરી યમુનાએ પરમેશ્વરનુંજ મનમાં સ્મરણ કર્યું, અને “હવે કાંઇ પણ કપટ ભરેલું આચરણ કરી યુક્તિથી આ દુષ્ટના હાથમાંથી છુટવું જોઇએ ” એવો તેણે નિશ્ચય કર્યો.

જમા૦-કયૌં જવાન, ઔરત, કુચ જવાબ દેતી નહીં ? લે કિન ઐસે રહાંસે મેરે હાથમેંસે તુમારી છુટનેકી આશા નહીં હોનેકી. તુમ બરાબર સબ બયાન કહે દેવો. નહીં તો દેખ!

યમુ૦-( ધૈર્ય ધરી જરા હાસ્ય મુખથી ) હા, જમાદાર સા હેબ. હું સર્વ વર્તમાન તમોને ખરેખરૂં કહી સંભળાવીશ.

એમ કહી યમુનાએ અત્યારસુધીની સઘળી ખરી હકીકત કહી સંભળાવી.

જમા૦–ઓહો ! કયા બદમાષ આદમી હૈ એ નાનાસાહેબ; ઔર એ બુઢે લોકબી સબ કસાઇ કે માફક હૈ. તુમ સરીખે જવાન ખપસુરત લડકીકું કયા દુઃખ દિયા દેખો. ખુદા ઉસકા સત્યાનાશ કરે! અબ તુમ ડરના નહીં, મેરે જાન. એ સબ કસાઇ લોકકું અચ્છા તરેહસે ચાબુકસેં માર દેકર ઉનકું નલદુર્ગ કિલ્લેમેં ભેજ દેતા હું દેખ.

એમ કહી તે દુષ્ટ જમાદારે એક મીણીયલ ચાબુક મંગાવી પોતાના હાથમાં લીધો. તે જોઇ નાનાસાહેબ કેવળ ગર્ભગલિત બની ગયો અને જમાદારને તથા યમુનાને પગે લાગવા મંડી પડ્યો. "હવે આ લઠીયો દોંગો જમાદાર આપણને માર માર્યા વગર છોડવાનો નથી" એવી નાનાસાહેબની ખાત્રી થયા પછી તેની જે અવસ્થા થઈ તે પુછશોજ નહી ! તે સર્વાંગે ધ્રુજવા લાગ્યો, અને હાથ જોડી તે યમુનાની તથા જમાદારની પ્રાર્થના કરવા લાગ્યો. નાનાસાહેબના સમજવામાં સારી રીતે આવ્યું કે આ વેળાએ યમુનાને શરણ ગયા વિના છુટવાનો અન્ય કશો માર્ગજ રહ્યો નથી.

એવો વિચાર કરી નાનાસાહેબે યમુનાને આ વખતે સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યો, અને હાથ જોડીને તે પ્રાર્થના કરાવ લાગ્યો કેઃ—"યમુના, હું તારો મોટો અપરાધી તો છુંજ, પરંતુ સર્વ અપરાધ ક્ષમા કરી મને આ વેળાએ મેહેરબાની કરી જીવતદાન આપ. હું હવે પછી કોઈ દહાડો દુરાચરણમાં ભુલ્યે ચુકયે પણ પડીશ નહીં. ગુજરેલી વાત પુનઃ આવતી નથી. ગઇ તિથિ વાંચવામાં સાર નથી અને થયેલું કાંઈ નહીં થયેલું થનાર નથી. અત્યારે જો તું મને બચાવી લઈશ, તો હું તને અને જન્મ આપનારી માતુશ્રી પ્રમાણે સમજીશ, એ હું પ્રતિજ્ઞા પૂર્વક કહુછું, એટલુંજ નહીં પણ હવેથી પરસ્ત્રીઓ

હું સગી માતા પ્રમાણેજ માનીશ. યમુના બેન, સર્વ ગુસ્સો મનમાંથી કહાડી નાંખી મારે માટે આ જમાદાર સાહેબને બે શબ્દો કહી સમજાવી મને અહીંથી મુક્ત કરાવશો. લ્યો જુઓ, આ તમોને પગે લાગું છું."

જમાદાર–નહીં નહીં. એ બાત કુચ મેરે હાથસેં નહીં હો નેકી કયૌં નુરમહંમદ, અબ કૈસા બદમાષ નરમ હો ગયા હૈ દેખો. અબે બદમાપ! મેરે હાથમેંસેં અબ તુમારે જાનકી આ શા છોડ દેવે। તુમ. ઐસી એ જુવાન છોકરી કે તુમ બાલકા ઢનેકા ઇરાદા કિયા થા નહીં? લેકીન દેખો અભી ઉતકે બદલ તુમારે સબ બાલ કાઢ દેતા હું મેં!

યમુ૦–નહીં નહીં જમાદાર સાહેબ એમ કરશો નહીં, (કિંચિત ગાલમાં હસીને) કુત્તા અપને પાવકું ડસ ગયા તો આપણે પણ તેમજ કરવું એ યોગ્ય નહીં. અને શરણ આવેલાને મરણ આપવું એ તમારા સરખા મહાપુરૂષને પણ ઘટીત નથી. તમે મારે વાસ્તે કૃપા કરી આ સર્વ મંડલીને કશી પણ શિક્ષા કર્યા વિના છોડી મુકશો એવી મારી વિનતિ છે.

બુઢો—યમુનાબાઇ, અમે તારે પગે પડીએ છીએ. અમારો છુટકો કરનાર આ વેળાએ તુંજ સમર્થ છે. અમે તને ઘણો જ ત્રાસ આપ્યો. અમે તારાપર ઘણોજ જુલમ ગુજાર્યો તેની તારે અમોને ક્ષમા આપવી જોઇએ. અને અમે પણ આ નાના સાહેબના છંદમાં પડી આ દશાને પામ્યા છીએ તે કાંઇ તારાથી અંજાણ્યું નથી.

બુઢી—યમુને, તારા મનમાં અમારા વિષે જો ઘણોજ ગુસ્સો ઉપજ્યો હોય અને તે બદલ તારે જો કાંઈ કિન્નો લેવો હોય તો તે માટે જમાદાર સાહેબને કહીને મારૂં પારિપત્ય કર—પણ તારા સસરાના ધોળા વાળને ધોકો બેસવા

દઈશ નહીં, એજ મારી વિનતિ છે. મારા દીકરા વડેજ આ મારાપર પ્રસંગ! તેટલો એક જીવતો હોત, તો તારા તથા અમારાપર આવો દુઃખદાયક પ્રસંગ ગુજરવાનું પ્રયોજનજ શું હતું ? પણ એક જતે પાછળ દશની ફજેતી તે આનું નામ ! !

યમુ૦—રડો નહીં તમે સાસુજી. મારૂં જોઇએ તે જમાદાર કરે–મને તેની ચિંતા નથી, પણ તમોને કે મારા સસરાજીના વાળને હાથ સરખો લગાડવા દઇશ નહીં. તમે ગભરાઓ નહીં.

નાનાસાહેબ—એજ પ્રમાણે મને પણ જો જીવતદાન આપીશ તો યમુના બેન હું જીવતાં સુધી તારો ઉપકાર વિસરી જઈશ નહીં. હું પણ તારો અપરાધી તો છુંજ, પણ તારી માસી—જે મારી સ્ત્રી ગોપીકા, તેના તરફ તું એકવાર જો; તેનાપર તારો બહુ પ્રેમ છે, એથી વધારે તે હવે શું કહું ?

યમુ૦—તમે ગભરાઓ નહીં નાનાસાહેબ, જુઓ હું તમો સર્વ માટે જમાદારને વિનતિ કરૂં છું.

સાથીદાર પોલીસના સીપાઇઓ—બાઈ સાહેબ, અહીંયાં અમારૂં પણ તમારા શિવાય કોણ વાલી છે? અમે સધળાઓ પુત્ર પરિવારવાળા છીએ બેહેન!

યમુ૦—વારૂ ભાઇઓ, તમે પણ ડરશો નહીં. તમો સર્વને માટે હુંજ જમાદાર સાહેબનો ભોગ થઈ પડું છું—એટલે થયું ? ગભરાશો નહીં.

એટલું બોલી યમુના જમાદારને પગે પડી તેને વિનવવા લાગી. જમાદાર કેવળ તેના સકુમાર સ્વરૂપપર મોહિત બની ગયો હતો. તેણે યમુનાની વિનતિનો સ્વિકાર કરવાને વધારે

જીકર કરી નહીં. જેણે કરીને યમુનાની પ્રસન્ન મુદ્રા–પ્રસન્નવૃત્તિ રહે તે વાર્ત્તા કરવી અત્યારે તે કામાંધને કર્તવ્ય રૂપ પડી હતી. યમુનાના કપટી હાસ્યવિનોદની મુદ્રાપરથી જમાદારને લાગ્યું કે "હવે નિઃસંશય મારૂં કામ થયું. આ ઉત્કૃષ્ટ સ્ત્રીરત્ન આજ મને પ્રાપ્ત થયું." બ્રાહ્મણ જાતિની સ્ત્રીઓ ઘણીજ સકુમાર અને સુંદર હોય છે એવું જમાદારે પુર્વે કોઇ કનેથી સાંભળ્યું હતું અને તે વાતની આજ તેને પુર્ણ ખાત્રી થઈ. તે યમુનાને નિહાળી એટલો તો મોહિત થઈ ગયો કે પોતાના દેહનું, પોતાની યોગ્યતાનું અને પ્રસ્તુત જે કાર્ય કરવા વિષે આટલો ઉત્સુક બની રહયો હતો તે કાર્યનું પણ તેને કશું ભાન રહ્યું નહીં. યમુનાના મ્હોંમાંથી જે શબ્દો નિકળે તે લાગલોજ તે ઉપાડી લેવા માંડયો. યમુના કહે તે નિર્વિલંબે તે કરવા લાગ્યો, અને છેવટે યમુનાના કેહેવા પ્રમાણે તેણે નાના સાહેબને, બુઢાં સ્ત્રી પુરૂષને અને યમુના સાથે પકડાયલા સર્વ સિપાઇઓને છોડી મુકી, દુધનીના સ્ટેશન પર પહોંચાડ્યાં. અને જમાદાર પોતે યમુના સહિત સર્વ ખટલો સાથે લઇ ત્યાંથી એક કોશને અંતરે એક નાનું ગામડું હતું ત્યાં પડાવ નાંખવા માટે કુચ કરી ગયો.



## પ્રકરણ ૧૨ મું.

# વાસુદેવ બળવંતનું છેવટ અને યમુનાને પ્રિયપતિનો મેલાપ.

( અર્ધ દોહરો. )

હરીભકતનું હરિ કરે, હરિને કષ્ટ કલ્યાણ.

( મોદી)

દસમા ભાગમાં વાંચવા ઉપરથી વાંચનાર સમજ્યાજ છે કે; ગાણુગાપુરથી વાસુદેવરાવ નાહાસી ગયેલો હોવાથી તેને પકડી પાડવા માટે ત્રણે અમલદારોને ત્રણ દિશા તરફ જવું પડયું હતું. તેમાં ડાનિયલસાહેબ જે રસ્તે ગયો, તે રસ્તે તેને વાસુદેવરાવની જલદીથી બાતમી મળી નહીં. જો કે વાસુદેવરાવનો આગળ એક ગામમાં મુકામ, અને ડાનિયલ સાહેબનો પાછળ બીજાજ ગામમાં મુકામ થતો હતો અને એવી રીતે બે દહાડા તો ડાનિયલ સાહેબે એક સરખી દોડધામ કરી મુકી હતી, તથાપિ તેઓ પરસ્પર આટલાં નજીક છે એ વાત ડાનિયલસાહેબના તથા વાસુદેવરાવના સમજવામાં નહોતી. ત્રીજે દિવસે પડદો ફુટી ગયો. વાસુદેવની અવસ્થા પુર્ણ થવા આવી. રાત્રીના દસ વાગતે તે એક ગામડામાં પેઠો. ચોરામાં સુઇ રહેવાની પરવાનગી નહીં મળવાથી તે એક દેવાલયમાં જઇ સુઇ રહયો. આ વેળાએ તેની કને માત્ર વાસણ કુસણ તથા કપડાનું એક નાનું પોટકું હતું. તે પગે ચાલી ચાલીને કેવળ થાકી ગયો હતો, અને અધુરામાં પુરૂં તે દહાડે તો તેને ખાવાનું પણ બિલકુલ મળ્યું નહોતું. શિવાય કેટલાક દહાડાથી તેની

પ્રકૃતિ પણ ઠીક રહેતી નહોતી. તેને હમેશાં બારીક જ્વર આ વતો હતો, અને તે જ્યારે દેવાલયમાં પેઠો ત્યારે તો તેના શરીરમાં જબરદસ્ત જ્વર આવી ભરાયો હતો. પિત્ત અને ક્ષુધાથી તેનું માથું પણ અતિશય ચઢી ગયું હતું. તોપણ પોટકું ઓશિકે મુકી અને પોતાની પરમપ્રિય તલવાર કમરે બાંધી, અતિ ખબરદારી રાખી તે સુતો હતો. તેણે પોતાની વહાલી નાનકડી પિસ્તોલ પણ ઓશિકે મુકી હતી.

વાસુદેવ સુતો હતો તે મંદીરમાં બીજા પ્રવાસીઓ પણ સુતા હતા; તથાપિ વાસુદેવરાવને કોઇ ઓળખી શકયું નહીં. બરોબર તેની તે વખતની સ્થિતિ ઓળખવા જોગજ રહી ન હોતી. દાઢીના અને માથાના વાળ તેણે વધારી મુકયા હતા અને દાઢીપર તેણે અત્યારે લાલ મધરાશીનું બોકાનું બાંધેલું હતું. મસ્તકે સફેદ ફેંટો બાંધ્યો હતો અને પગમાં સુરવાળ પેહેરેલું હતું. સારાંશ એવી રીતના વેશ ઉપરથી વાસુદેવરાવ બ્રાહ્મણ સરખો નહીં દેખાતાં એકાદ મુસલમાન સરખો જણાવા લાગ્યો હતો અને એટલાજ માટે અત્યાર સુધી તેને કોઈ ઓળખી શકાયું નહોતું.

ડાર્યનિલ સાહેબના સમજવામાં આવ્યું-ડાનિયલ સાહેબને પત્તો મળ્યો કે તુરત તે ઝપટાબંધ તેની પાછળ પડયો. વાસુદેવરાવ જે ગામમાં આવી સુઇ રહયો હતો તે ગામમાં તે અત્યારે આવી પહોંચ્યો. તેણે પોતાની સાથના સઘળા માણસોને ગામ બાહેર ઉભા રાખી પોતે ફકત બે માણસો સાથે ગામમાં પેઠો. પ્રથમ ચોરાપર શોધ કર્યો, અને ત્યાં ખબર મળી કે, "સુમારે બે ઘડી પહેલાં એક પ્રવાસી અહીં આવી રાતની રાત સુઈ રહેવાની પરવાનગી માગતો હતો, પરંતુ તેને અહીંના પેલા દેવાલયમાં જઇ સુઈ રહેવાં ફરમા

વવામાં આવ્યું હતું. પછી તે દેવાલયમાં જઈ સુતો કે બીજે કોઇ ઠેકાણે ગયો તે જાણવામાં નથી.”

સાહેબે તુરતજ દેવાલયનો રસ્તો લીધો. દેવાલય બાહેર પોતાની સાથના બે માણસોને રાખી પોતે એકલાએજ અંદર પ્રવેશ કર્યો. ત્યાં બે ચાર પ્રવાસી લોકો અને બે ત્રણ ગામના લોકો સુતા હતા, તેઓની પેલી બાજુએ એક ખુણામાં ધાબળી ઓઢી આપણો વાસુદેવ સુતો હતો. તેનો સમય હવે પુરો થવા આવ્યો હતો, અને તેથીજ તેને સાક્ષાત કુંભકરણની ઘોર નિદ્રાએ ઘેરી લીધો હતો. આખા દિવસનો ભૂખમરો અને તેમાં જ્વરથી કેવળ અશકત બની રહેલો–એવી દુઃખકારક સ્થિતિમાં દિન બની બિચારો અહીં આવી સુતેલો હોવાથી ગેરસાવધ બની મડદા સરખો પડી રહ્યો હતો. તે બાપડાને પોતાના દેહની પણ સ્મૃતિ રહી નહોતી.

દેવાલયમાં પાંચ છ માણસો સુતેલાં હતાં. વાસુદેવરાવને શોધી કહાડવા માટે ડાનિયલસાહેબે પોતાની સાથે ચોર ફાનસ આણેલું હતું તે અંદર પ્રવેશ કરતાંવાર સળગાવ્યું. પોતાની તલવાર અને પીસ્તોલ સંભાળી, કોટની બાંય ચઢાવી અને પોતાની ટોપી દેવાલયમાંજ એક બાજુએ છુપાવી દીધી. એટલી તૈયારી કરી તથા હાથમાં ચોર ફાનસ લઈ તે હળવે હળવે બુટનો ધબકારો નહીં થવા દેતાં દેવાલયના અંદરના ભાગમાં પેઠો. ચોર ફાનસના પ્રકાશથી દેવાલયમાં સુતેલા માણસોને સારી રીતે તપાસી વળ્યો. વાસુદેવરાવનો ફોટોગ્રાફ ડાનિયલ સાહેબની પાસે હતો અને વાસુદેવરાવના દેહપરના ચિન્હો સારી રીતે તેના સમજવામાં હતાં. એવી રીતે તપાસ કરતાં છેલે તે છેક વાસુદેવરાવની નજીક આવી પહોંચ્યો. પ્રથમ વાસુદેવરાવના મ્હોંપર ફાનસનો પ્રકાશ પાડયો. એ વાસુદેવરાવના

મુદલ સમજવામાં આવ્યું નહીં. તે ઘોર નિદ્રાવશ થઈ ગયો હતો અને તે ચતોપાટ સુતો હતો. આ વાસુદેવરાવજ છે, એવી સાહેબની ખાત્રી થતાંવાર તે એકદમ છળંગ મારી અતિ સાવચેતીથી તેની છાતીપર જઈ બેઠો, અને પોતાની તલવાર મ્યાનમાંથી કહાડી; વાસુદેવરાવની તલવાર જે તેની કમરપર હતી, અને અત્યારે જે એક બાજુએ આડી પડી હતી તે દુર ફેંકી દીધી. વાસુદેવરાવના એક હાથપર સાહેબે પોતાનો બુટ સહીત બીજો પગ મુકયો. આવી તે પુરતી સાવચગીરીએ ભીમરૂપી એ પોલીસ અમલદાર સાહેબ વાસુદેવરાવની છાતીપર પુર્ણ જોરથી બેઠો કે તુરત એકદમ વાસુદેવરાવ જાગૃત થયો, અને આંખો ઉઘાડી જુએ છે તો પ્રત્યક્ષ કાલરૂપી ડાનિયલ સાહેબ છાતીપર બેઠેલો છે ! ! !

હવે આ વેળાએ વાસુદેવરાવને શું લાગ્યુ હશે અને તેના મનની સ્થિતિ આ વેળાએ કેવી થઈ રહી હશે તેની કલ્પના પ્રત્યક્ષ લખી બતાવવાનું કામ બહુ કઠણુ છે. તે વિષે પ્રિય વાચકવૃંદેજ કલ્પના કરી લેવી તે વધારે ઠીક. વાસુદેવરાવ થોડો વખત પર્યંત તો આ દેખાવ નિહાળી કેવળ ભ્રમિષ્ટ સરખા બની રહ્યો; તેને લાગ્યું કે આ દેખાવ ખરો નહી હોઇને હું કદાચ સ્વપ્નાધિનતો નહિ બની રહયો હોઉં! પરંતુ સુમારે પાંચ દશ મીનીટમાંજ તે સાવધ બની ગયો. તેણે દાનિયલસાહેબને ઓળખી કહાડયો, અને ડાનિયલસાહેબે જો કે પોતાના હાથમાં ઉઘાડી તલવાર હતી તથાપિ તેજ હાથે સલામ લીધી.

આ વેળાએ વાસુદેવરાવના પૂર્ણ સમજવામાં આવ્યું કે "હવે કશો ઇલાજ ચાલનાર નથી. પૂર્ણપણે સપડાઇ ગયો છું. હવે જો કંઇ ગડબડ કરીશ તો સાહેબ તલવારથી બે તુકડા કરી નાંખશે. સર્વસ્વ ઘાત થયો."

પોતે પુર્ણપણે સપડાયલો છતાં આવે પ્રસંગે પણ વાસુદેવરાવ ભયભિત બન્યો નહીં. કીંવા "પગે લાગું છું, મને છોડી ઘો" એવા દીનપણાના શબ્દો સાહેબ બહાદૂરને કહી સંભળાવી કરગરી તેણે પોતાના જીવની આશા બતાવી નહીં. પોતે સપાયો છે અને હવે જીવનો જશે, તે માટે તેને ખચીત કંઇજ વધારે પડતું લાગ્યું નહીં. પરંતુ પોતાના મનમાંની દેશ સ્વતંત્રતા આજે ઠાર થઇ ગઇ, આજે સ્વદેશાભિમાન રૂપ ઉગતા સૂર્યનો પુર્વ દિશામાંથીજ લોપ થયો, તે માટે તેને બહુજ દુઃખ ઉપજ્યું ! અને છેવટે સાહેબબહાદુરને તેણે જણાવ્યું કે "મને પૂર્ણપણે સપડાવ્યો તેમાં સંશય નથી; હવે તમારા હાથમાંથી છુટવાનો વિચાર કરવો પણ અર્થ વિનાનો છે. પરંતુ તમે શૂરા છતાં ગુપ્તપણે આવીને મને પકડયો એ તમારા શૌર્યને દિપાવનારી-શોભા આપનારી વાર્ત્તા ન ગણાય. નિદાન હું સાવધગીરીથી ઉભો હોત અને તમે મારા શરીરપર ધસી આવી મને પકડયો હોત તો તેમાં તમોને પુર્ણ માનપ્રતિષ્ઠા અને શૌર્યપ્રતિષ્ઠા મળત. તમારા મારા ચારે હસ્તો મેલાવી પછીથી મને તમે પકડયો હોત તો તમારી મારી શૌર્યવાન લોકોમાં ગણના થઈ લોકોમાં શુદ્ધ કીર્તિ પ્રસરી રહેત. આવી રીતે ગુપ્તપણે-છાનામાના પકડવું-પ્રપંચ કરી વિજય મેળવવો શૂરાઓને યોગ્ય નથી. તમારી ઈચ્છા હોય તો હજી મને મોકળો કરી જુઓ. તમારા મારા ચારે હાથ મેલાવી પછીથી મને સ્વાધિન કરી લ્યો"

વાસુદેવના એવા શૂરાતન ભરેલાં વચનો સાંભળી ડાનિયલ સાહેબને અતિશય ગુસ્સો ઉપજ્યો અને જો કે તે તેની સાથે તે વખતે વધારે બોલ્યો નહીં, તો પણ એટલું તો કહ્યા વિના રહેવાયું નહીં કે-" તારા જેવા ચોરટા ધાડપાડુ લુટારાને

એવી રીતે ગુપચુપ પકડવોજ જોઇએ." એટલું બોલી તેણે સીટી વગાડી. સીટી સાંભળતાંવાર બહાર ઉભા રહેલા બેઉ હથિયારબંધ સિપાઈઓ અંદર દો'ડતા આવ્યા. તેમાંના એકે સાહેબને મદદ કરી અને બીજો દો'ડતો જઇ ગામ બાહાર ઉભા રહેલા સિપાઇઓને બોલાવી લાવ્યો.

વાસુદેવરાવની છાતીપર જે વખતે ડાનિયલ સાહેબ બેઠો હતો, તે વખતનો દેખાવ જેઓએ નિહાળ્યો હશે, તેઓને ભારત પુરાણુમાંના કીચકભીમનું યુદ્ધયાદ આવ્યા વિના રહ્યું નહીં હશે! કીચકની છાતીપર ભીમ એવીજ રીતે એકદમ અંધારામાં બેઠો હતો. એવી રીતે વાસુદેવરાવની સ્થિતિ થયાબાદ સુતાં સુતાંજ તેના હાથમાં હાથકડી નાખી તથા તેની કમરપરની તલવાર વગેરે છોડી—ચોતરફ પોલીસ પેહેરેગીરોને સાવધ ઉભા રાખી ડાનિયલસાહેબ તેની છાતીપરથી ઉઠયો. અને ત્યારબાદ પુરતા બંદોબસ્ત સાથે તે પોતાના મુકામપર સઘળું સરઘસ લઇ ગયો.

એ રીતે ડાનિયલ સાહેબના શ્રમનું સાર્થક્ય થયું. અબદુલ હક ચોતરફ ફરી ખાલી હાથે પાછો ડાનિયલ સાહેબને આવી મળ્યો, પરંતુ આપણા પ્રિય પ્રવાસી ડિટેકટિવ રાવસાહેબની કાંઈ નિરાળીજ સ્થિતિ થઇ અને એટલા માટે હવે આપણે રાવસાહેબ તરફ લક્ષ આપવું જોઈએ.

ડિટેકટિવ રાવસાહેબ જે દિવસે વાસુદેવરાવના શોધ અર્થે તેની પાછળ પડયો, તે દિવસે તે પ્રાંતમાં વરસાદ વૃષ્ટિ બહુજ થઈ, એ હકીકત પાછળના ભાગમાં કહી સંભળાવી છે. સર્વ જમીનપર પાણી પાણી થઇ રહેલું હતું. એવે પ્રસંગે ડિટેકટિવરાવસાહેબની સ્વારી પોતાના માણસો સહિત વાસુદેવરાવના શોધ માટે ચાલી રહેલી છે, તેવામાં મેઘરાજાની મેહેરબાનીથી કોઈની પાસે સુકું વસ્ત્ર રહ્યું નહીં. ભીંજાતાં ભીંજાતાં તેઓ

એક નાનકડા ગામમાં આવી પહોચ્યા. ત્યાં વાસુદેવરાવનો બા રીક શોધ કરતાં ત્યાંના એક પટેલે એવા સમાચાર આપ્યા કે "સુમારે ત્રણ કલાક પેહેલાં એક ગોરો, પાતળો, ઉંચો, હોશિયાર—એવો માણસ કે જેણે બેચાર શસ્ત્રો પણ લટકાવેલાં હતાં તે આ રસ્તે થઈ જોડના ગામડામાં મુકામ કરવા માટે ગયો છે." જોકે આ બાતમી કેવળ ખોટી હતી, તથાપિ રાવ સાહેબને તે ભરોંસા લાયક લાગી અને તેણે એક વેહેળો ઉતરી સદરહુ ગામ તરફ જવાનો નિશ્ચય કર્યો. "વાસુદેવરાવ જે અર્થે ત્રણ કલાક પુર્વે વેહેળો ઉતરી ગયો છે, તે અર્થે તેનાથી વધારે દુર જઇ શકાયું નહીં હશે, ગામ કાંઇ અહીંથી દુર નથી અને સંધ્યાકાળનો સમય થવા આવેલો હોવાથી ત્યાં તે રાતવાસો રહેવાના ઇરાદાથી જઇ રહયો હશે. માટે હમણાંજ જો તેની પાછળ જવાની આપણે ઉતાવળ કરીએ તો ઘણું કરીને આજ આપણે યશ મેળવી શકીશું" એવું રાવ સાહેબને લાગ્યું "પ્રથમ બુદ્ધિ જાય અને પાછળથી પૈસોજાય" એવી આપણામાં કહેવત ચાલે છે તે ખરી છે એવુંજ રાવસાહેબને પણ થયું.

રાવ સાહેબે વેહેળો ઉતરી પૈલીપાર જવાનો જ્યારે કેવાળ સંકલ્પ કર્યો, ત્યારે સાથેના સિપાઈ માણસોથી હા–ના–શી રીતે કહી શકાય? જે વેહેળો ઉતરી જવાનું હતું તે વેહેળો ઘણોજ ખરાબ ખડકવાળો અને તેમાં વળી તે વખતે મોટું પૂર આવેલું હતું. નામનો વેહેળો છતાં તે બે કાંઠામાં પાણીથી અતિશય ભરાઈ ગયો હતો, અને તેથી કોઇ મહા નદી જોસભેર ચાલતી હોય એવો ભયંકર ભાસ સર્વેને થવા લાગ્યો હતો. આમ છતાં આપણા રાવ સાહેબ તો 'એક ટળીને બે' થયાજ નહીં—તેણે તો તે વેહેળો તરી પાર ઉતર-

વાનો કેવળ નિશ્ચયજ કરી નાંખ્યો, અને છેવટે કમર બાંધી સર્વ મંડળી સહિત તે પરમેશ્વરનું નામ લઈ એકદમ વેહેળામાં પડી તરતો તરતો પેલી તરફ જવા લાગ્યો.

રાવ સાહેબની સાથે જે સિપાઈ લોકો વેહેળામાં કુદી પડ્યા હતા, તેઓ તરવાના કામમાં ઘણા હોશિયાર હતા અને રાવ સાહેબ પણ પોતે ઘણોજ હોશિયાર તરીયો હતો. પરંતુ વેહેળામાં અતિશય પૂર આવેલું હતું અને તેઓએ જે જગો પર કુદકો માર્યો તે જગોએ પાણીનું ઘણુંજ ખેંચાણ હતું. શિવાય એ જગ્યાની અને વેહેળાના તે તરફના વલણની રાવ સાહેબને માહીતી નહીં હોવાથી થોડે દૂર જતાં વાર રાવ સાહેબપર એવો તો જોરથી પાણીનો લોઢ આવ્યો કે સર્વ અવસાન-સર્વ શક્તિ તેનાથી તજી જવાઇ અને તેના મ્હોં તથા નાક કાનમાં પાણી ભરાઈ ગયું. તે ડુબકી ખાઇ નીચે બેઠો અને ઊપર આવ્યો. આથી તો તે બહુજ ગભરાયો. હાથ પગની શક્તિનો નાશ થયેલો હોવાથી પાણીના જોરની સાથે તે ઘસડાઇ ચાલ્યો. સહાયતા માટે તેણે પુષ્કળ વખાં માર્યાં પરંતુ કશો ઉપયોગ થયો નહીં. સિપાઇ લોકો પોત પોતાના સંરક્ષણાર્થે તરવાના કામમાં ગુંથાયલા હોવાથી અને સંધ્યાકાળનો સમય ગુજરી ગયાથી બહુજ અંધારૂં થઇ રહ્યું હતું તેથી, આ પ્રસંગે રાવ સાહેબને તેઓના તરફથી કાંઇ પણ મદદ મળી શકી નહીં. છેવટે રાવ સાહેબે જીવવાની આશા તજી પરમેશ્વર ઉપર ભરોંસો રાખ્યો. "હું હવે આ સંકટમાંથી છુટનાર નથી-ઉગરનાર નથી." એવી જ્યારે તેની ખાતરી થઈ, ત્યારે તેને સર્વ ત્રિભુવન એકદમ યાદ આવ્યું. મા બાપ, સંપૂર્ણ કુળગોત્ર અને વિશેષે કરી પોતાની પરમપ્રિય—અતિ વ્હાલી પત્નિનું તેને આ અવ-

સરે અતિ સ્મરણ થયું. પાણીમાં ને પાણીમાં તેને પુષ્કળ ર ડવું પણ આવ્યું. " પોતાની મેળેજ પોતે સાહસ કરી આ પ્રાણ સંકટમાં પડયો" ઈત્યાદી હજારો વિચારો તેના મનમાં તે વખતે ઘોળાવા લાગ્યા. એવી અવસ્થામાં એટલું માત્ર તેણે ઠીક કર્યું હતું કે પોતાના શરીરનું વજન કેવળ હલકું કરી તે કેવળ સ્તબ્ધ પડી રહયો હતો. પાણીનો પ્રવાહ જ્યાં લઇ જતો ત્યાં તે વગર હિલચાલે ચાલ્યો જતો હતો અને મન માં ને મનમાં પ્રભુની સહાયતા માટે પ્રભુ પ્રાર્થના તે કરયે જતો હતો.

રાવ સાહેબની ઉમર આશરે પચીશ વર્ષની અંદર હતી, અને બાળપણથીજ તેનો સ્વભાવ ચૈની, આનંદી, વિષયી અને બેપરવાઇ વાળો હોવાથી તેનામાં પ્રભુ વિષેની કલ્પના કદી જ ઉત્પન્ન થઇ નહોતી. પ્રભુનું સ્મરણ કરવું ફકત આ વેળા એજ તેને સુજ્યું હતું. નહીંતર " પ્રભુ આ જગતનો ચાલક છે, તે સંકટ સમયે ભકતજનનું રક્ષણ કરે છે, આપણ પ્રાણીઓએ તેનું સ્મરણ, ભજન, ધ્યાન અને પ્રાર્થના ઈત્યાદી નિરંતર કરવાં જોઈએ. તેજ સંપુર્ણ જગતનો ઉત્પન્ન કર્ત્તા, પાલનકર્તા અને લયકર્તા છે. આપણે હમેશાં તેના અનન્ય શરણે રહેવું જોઈએ, " ઇત્યાદિ વિચારો અત્યાર સુધી રાવ સાહેબના સ્વપ્નમાં પણ કદી ઉદભવ્યા નહોતા. પરંતુ અત્યારે—પ્રાણ જવાને વખતે તેની વૃતિ પ્રભુ તરફ આપોઆપ વળી. પાણી સાથે તણાઈ જતાં જતાં તેણે મનમાં ને મનમાં પ્રભુ પ્રાર્થના કરી એવી પ્રતિજ્ઞા કરી કે, " જો તું પ્રભુ—એટલે જગતનો ખરેખર નિયંતાજ હશે, તો આ વખતે દો'ડ તો આવી ખચીત મને આ સંકટમાંથી છોડવાશે—મારૂં સંરક્ષણ કરશે, અને તેમ થવાથી હું તને કદી પણ વિસરી

જાઇશ નહી. જો પ્રભુ મારૂં રક્ષણ નહી કરશે, તો આ સંપૂર્ણ જગ ઇશ્વર વ્યતિરિક્ત છે એમ સમજી હું આખરે મરનાર છું."

એ પ્રમાણે ડિટેકટિવ સાહેબ આશરે બે માઇલસુધી પાણીમાં તણાતા ચાલ્યા. વચમાં વચમાં ઝાળાં ઝાંખરાંમાં ઘડી બબે ઘડી તે બાપડાને અટકવું પણ પડયું. પરંતુ રાવ સાહેબ મોટા યુક્તિવાન અને શાહણો હોવાથી ઝાળાં ઝાંખરાંમાંથી પણ પોતાના બુદ્ધિ વૈભવે કરી તથા પ્રભુપ્રાર્થના કરી તે મુક્ત થયો હતો; કારણ ઝાળાં ઝાંખરાંમાં અકટી રહેવા કરતાં વહેતાં પાણીમાં તણાવું એ વધારે સારૂં; એમ તેને તે સમયે ભાસ્યું હતું.

એવે પ્રકારે કરી રાવ સાહેબ બે ત્રણ મૈલ સુધી તણાતો ગયો, એટલામાં તો આકાશ કેવળ સ્વચ્છ બની રહ્યું અને ચંદ્રનો પ્રકાશ પૂર્ણત્વને પામ્યો. ઉત્તર રાત્રીને સમયે જ્યાં ત્યાં સર્વ અરણ્ય કેવળ શાંત જણાવા લાગ્યું. આસપાસનાં ગામડાંનાં લોકો આ વેળાએ કેવળ નિદ્રાવશ થઇ પડયાં હતાં. જ્યાં ત્યાં વનપશુઓના અને શિયાળવાંઓના અવાજો સંભળાતા હતા. પ્રત્યેક વૃક્ષપર સેંકડો પક્ષીઓ નિચે ડોક કરી બેઠાં હતાં. તરસ, વરૂ ઈત્યાદી હિંસક વન પશુઓ પોતાનું ભક્ષ મેળવવા માટે બહાર ફરતાં હતાં.

એવા પ્રકારની તે વેળા ભયંકર, ઉદાસ, શાંત, અને એક અર્થે અતિ રમણિય પણ જણાતી હતી. એવે પ્રસંગે એક તરૂણ સુંદર સ્ત્રી પોતાના તારૂણ્યથી, પોતાના સૌંદર્યથી, પોતાના જીવનથી કંટાળી તેજ મહાપૂરથી પૂર્ણ ભરેલા વેહેળાપર આત્મઘાત કરવાને ઇરાદે આવી પહોંચી હતી, અને વેહે
ળાપર આત્મઘાત કરવાને ઇરાદે આવી પહોંચી હતી અને વે

હેળાના કિનારા ઉપર ઉભી રહી કુદકો મારવાનો વિચાર ક
કરતી હતી. જીવ આપવાનો વિચાર તેણે બે પ્રકારે યોજ્યો
હતો. એક વેહેળામાં પડવાનો, અને બીજો વૃક્ષપર દોરડું બાં
ધી ફાંસો ખાઇ મરવાનો; ફાંસો ખાઈ મરવા માટે તેણે પોતા-
ની સાથે દોરડું પણ આણ્યું હતું, અને તે દોરડાનો એક છે-
ડો એક મોટા વૃક્ષની ડાળી સાથે મજબુત બાંધી રાખ્યો હતો,
અને બીજો છેડો હાથમાં પકડી વેહેળાના કિનારા નજીક આ-
વીને વિચાર કરતી ઉભી હતી. એકવાર તેણીને એમ લાગ્યું
કે, વેહેળામાંજ પડી જીવ આપવો, અને પુનઃ લાગ્યું કે
ફાંસો ખાઈ મરવું એ વધારે સારૂં. વેહેળામાં પડવાથી ન
જાણો, કદાચ જીવ ન જતાં, એમને એમ તણાતી જઈશ, અને
એમ થવાથી કોઈના હાથમાં સપડાવું પડશે અને કદાચ મા-
રૂં આ તારૂણ્ય અને રૂપ પુનઃ મને સંકટમાં નાંખશે. એટ-
લા માટે ફાંસો ખાઈ મરવું એજ ઉત્કૃષ્ટ. વળી આવા નિર્જન
સ્થળે ફાંસો ખાવાથી સુર્યોદય થવાને ગણો અવકાશ હોવાથી
સુખેથી પ્રાણ નિકળી જશે. અને કોઈ તરફથી વિઘ્ન પણ
આવી શકશે નહીં. પુનઃ તેણીને લાગ્યું કે નહીં જીવ, ફાંસો
ખાઈ મરવાથી કદાચ આ દેહને યવનાદિ નીચ જાતિનો સ્પ-
ર્શાસ્પર્શ થશે, લોકો એકઠા થશે, લાસને સરકારી માણસો
તપાસશે, પ્રેતને ચુંથાવશે અને તેની યોગ્ય પ્રકારે વ્યવસ્થા પ-
ણ થઇ શકશે નહીં. માટે એ પ્રકાર ઠીક નહીં. પ્રાણ ગયા પ
છી પણ મૃત દેહના બેહાલ થવા નહીં જોઈએ. ફાંસો ખાઈ
મરવાથી સુર્યોદય થતાવાર નીચ લોકો મારા દેહને સ્પર્શ કર્યા
વિના રહેશે નહીં. અને એટલા માટે ફાંસો ખાઈ મરવા કર-
તાં મોટા મોટા વજનદાર પથરા કમરે બાંધી પાણીમાં બુડી
મરવું વધારે સારૂં છે.

એવો વિચાર કરતી તે સ્ત્રી કિનારા ઉપર ઉભી છે, તેવામાં ઉપરની બાજુએ એક માણસ તણાતો આવતો તેની દૃષ્ટિએ પડયો. રાવ સાહેબની દૃષ્ટિ પણ વેગળેથીજ તે સ્ત્રીપર પડી હતી. "કોણ ઉભું છે" એ જો કે બરોબર ઓળખવામાં આવ્યું નહીં, તથાપિ કોઈ પણ માણસ ઉભું છે, એવી તેની ખાત્રી થતાંવાર તેણે મોટેથી બુમ મારી કે,—"જે માણસ ઉભું હોય તેણે કૃપા કરી મને બહાર કાઢવા તસ્દી લેવી. હું તણાતો આવું છું અને હવે બુડી મરવાના સંકટમાં છું. મને સહાય કરો—રે સહાય કરો !" એવી બુમ સાંભળતાં વાર તે પ્રાણુ દેનારી દયાળુ સ્ત્રીને દયા ઉપજી, અને લાગલીજ ચપળાઇ કરી તેણે ખરેખરી સમય સુચકતા બતાવી. દોરડાનો જે એક છેડો તેણે પોતાના હાથમાં પકડી રાખેલો હતો, તે છેડા સહિત દોરડાનું ગુંચળું વાળી તેણે એવી તદબીર અને જોરથી ફેંકયું કે તે તણાતા આવતા રાવસાહેબના હાથમાં જઈ પહોંચ્યું. પછી રાવસાહેબે પણ ચપળાઇ કરી, દોરડાનો છેડો હાથમાં મજબુતિથી પકડી રાખી કિનારે આવવાનો પ્રયત્ન દોરડાની સહાયતા વડે કર્યો. એક હાથે દોરડાનું ગુંચળું હાથમાં મજબુત ખેંચી પકડી, બીજે હાથે તે પાણી કાપતો તે કિનારા તરફ આવવા લાગ્યો. દોરડાની સહાયતા તેને અત્યુપયોગી થઈ પડી. તે થોડાજ વખતમાં કિનારા નજીક આવી પહોચ્યો. બહાર આવતાંવાર જેણે પોતાને પ્રાણદાન આપ્યું છે, તેનો આભાર માનવાના હેતુથી જયાં તે સ્ત્રી ઉભી હતી ત્યાં દોડતો આવ્યો. સ્ત્રીના મુખ તરફ બરોબર નિહાળી જોયા બાદ—આતો "મારી પરમપ્રિય પત્નિ યમુનાજ છે, અને તેણેજ મને અત્યારે મરતો બચાવ્યો છે" એવું પુર્ણપણે સમજવામાં આવતાંવાર તેને જે આનંદ ઉ-

પજ્યો, તેણે કરી તેની શુદ્ધિ ઠેકાણાસર રહી નહીં. તેણે એ- કદમ યમુનાને પ્રેમાલિંગન આપી–પોતાની બન્ને ભુજા વડે તેને મજબુત પકડી પોતાની છાતીસરસી દાબી. તેણે પ્રેમાશ્રુ નિગાળ્યાં. તે ગળગળો થઇને બોલ્યો,–"મારી પ્રિય સુંદરી યમુના, તું મારો જીવ બચાવવા આવી નિર્જન જગ્યાએ શી રીતે–ક્યાંથી આવી પહોંચી વારૂ? તને મેં ગઈ કાલેજ ગાણ- ગાપુરમાંથી સિપાઇ લોકો સાથે પુણા તરફ રવાના કરી હ- તીને! અહાહા! વાસ્તવિક હું સ્પપ્નમાં તો નથીને! કાર- ણ, મારા સરખા હતૂભાગ્યને આવું અપ્રતિમ સુખ નસીબ માં ક્યાંથી હોય! હું જન્મનો દુઃખી. તારા સરખી સુંદર અને પતિવ્રતા સ્રીને આવા પ્રકારનું સૌખ્યાલિંગન આપવા નું મારા દૈવમાં હોય ક્યાંથી? અને આ સઘળું હુ સ્પપ્ન તો નથી નિહાળતો? યમુને! પ્રિય તું પોતેજ છે કે બીજું કોઈ? પ્રિયે, આ ગંગાધર તારો અનત અપરાધી છે. આવા પાતકી ને દોરડું નાંખી પુરમાંથી શા માટે બહાર કાઢયો? હું તારો લગ્નનો પતિ નહીં! કેવળ તારો વેરી–હડહડતો દુષ્મન છું. હરહર! મારા દુરાચરણુથી તને આજ પર્યંત કેટલાં બધાં દુ ખો સહન કરવાં પડયાં હશે? મારા સરખો દુષ્ટ ચંડાળ પુરૂષ તારા સરખી પવીત્ર સ્રીના દેહને અડી આલિંગન આપવાને બિલકુલ યોગ્ય નથી. પ્રિયે, મજ સરખા આ અનંત અપરા ધી તારા સ્વામિ–તારા અપરાધીદાસને તું ક્ષમા કરવાને સમ ર્થ થઇશ શુ?" એમ બોલતાં બોલતાં ગંગાધરરાવનો કંઠ કેવળ દ બાઇ ગયો, અને તેના ચક્ષુઓએથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં.

પ્રિય વાંચકવૃંદ, આપણી સુશીલ યમુનાના મનની આ વેળાએ કેવી સ્થિતિ થઇ હશે, તેનો ખ્યાલ તમેજ કરી લ્યો! તેણીની પણ થોડો વખત દેહ શુદ્ધિ જતી રહી અને પોતે

સ્વપ્ન અનુભવે છે કે શું, તેવો ભાસ ઉત્પન્ન થયો. તેણીએ એ કવાર પોતાની આંખો ઉચી કરી ગંગાધરરાવના મ્હોં તરફ જોયું. જોતાંવાર જણાયું કે જેણે પોતાને સંગમપર સંકટમાં થી છોડાવી હતી, જેણે પુના મુકામે પણ દુઃખ મૂકત બનાવી હતી, તેજ આ પરોપકારી ગૃહસ્થ છે, એવું પુર્ણપણે તે ઓળખી શકી. પરંતુ " આ મારો સ્વામીજછે. " એવી તેની ખાત્રી અદ્યાપિ પર્યંત થઇ નહીં. અને એટલા માટે તેણે મોટેથી તેના હસ્તોને તરછોડી નાંખી તેનાથી દુર જઈ ઉભી રહી. તે બોલી, " મહારાજ, આપ સારા સંભાવિત લોકોપકારી ગૃહસ્થ જણાઓછો, તેમ છતાં આવો નીચ પ્રકાર આપનાથી કેમ બન્યો? મને આપના માટે સખેદાશ્ચર્ય ઉપજ્યા વિના રહેતું નથી. પારકી સ્ત્રીને આલિંગન આપી તેના ગળામાં હાથ નાંખતાં તમોને ભય કે શંકા કેમ ઉપજી નહીં? શરમ કેમ આવી નહીં? પ્રભુથી કેમ ડર્યા નહીં? તમે આવો અનાચાર આદરો, એટલાજ માટે શું મેં દોરડું નાંખી તમોને બહાર કહાડયા હતા? હાયહાય, તેમાં તમારો દોષ શો? પ્રત્યેક વખતે મારૂં પ્રાલબ્ધ મને સંકટમાં નાંખવાને કારણ બને છે. પ્રથમ તો મારા દુષ્ટ પ્રાલબ્ધનુંજ સત્યાનાશ વળવું જોઇએ છીએ. અહીં આ નિર્જન સ્થળમાં મધ્ય રાત્રીએ એકલી આવી, તો પણ અહીં મને આલિંગન આપવાને પારકો પુરૂષ મારા દુષ્ટ દૈવે ઉભો કર્યો! હવે આ દેહ રાખવામાં સાર નથી. પ્રથમનો સંકેત પુર્ણ કરવો ઘટે છે. એમ કર્યા વિના દુઃખમાંથી કદી પણ મુકત થઇ શકાશે નહીં. જીવવું શા માટે?" એમ બોલી યમુના મહા આવેશમાં કિનારા તરફ ઝીપલાવી પડવાને દો'ડી અને તે જેવી કુદકો મારવા જાય છે, તેવામાં ગંગાધરરાવે તેણી પાછળ જઇ એકદમ ઉચકી લીધી. અને " હું તારો સ્વામી ગંગાધર

છું. ખચીત હું બીજો કોઈ પરાયો પુરૂષ નથી. તું વ્યર્થ શા મા
ટે સંશયમાં પડે છે!!" એમ બોલી તેણીને પુષ્કળ સમાધા
નીની અને ચિન્હ આદિની આનંદજનક વાતો કહી સંભ
ળાવી. યમુનાનું મન તેથી કેવળ નિઃશંક થઈ ગયું. યમુનાનો
સર્વ સંશય દુર થયાબાદ તેણીને જે આનંદ ઉપજ્યો તેનું વ
ર્ણન કરવાનું કામ ઘણુંજ કઠણ છે. તેણીને દુઃખ અને આનં
દનું તે વેળાએ એટલું તો રડવું આવ્યું કે, તેથી તેણીની સા
ડીનો છેડો કેવળ ભીંજાઇ ગયો. ગંગાધરરાવે યમુનાને છાતી
સરસી દાબી બહુવાર પ્રેમપુર્વક મુખ ચુંબન લીધાં અને પોતાને
હાથે તેણીની વારંવાર આંખો લુછી અનેક પ્રકારે મધુર ભા-
ષણ કરી તેણીના મનનું સમાધાન કર્યું. યમુનાનું આજ સુધી
નું દુઃખપ્રદ વૃતાંત્ત જ્યારે ગંગાધરરાવે સાંભળ્યું, ત્યારે તેના ને
ત્રથી દુઃખનાં આંસુઓ એક સરખાં ચાલી નિકળ્યાં. યમુનાએ
પોતાની સાડીના છેડાવતી ઉપરાઉપર તે લુછયાં!

ગંગાધરરાવ અત્યાર સુધી ભીંને કપડે હોવાથી અને બી
જું સુકું વસ્ત્ર નહીં હોવાથી યમુનાએ પોતાની સોળ હાથની
સાડી ફાડીને અરધી પેહેરવાને પોતાના સ્વામિને આપી અને
અરધી પોતે પેહેરી. પછી ગંગાધરરાવનું ભીંનું ધોતીયું નિ
ચોવી જેમ રંગારી લોકો પાઘડીઓ સુકવે છે, તેમ તે ધોતી
યાના બંને જણાએ સામસામા છેડા પકડી સુકવ્યું. પ્રથમ ગં
ગાધરરાવ અડધી સાડી પહેરી ધોતીયું સુકવવા માટે કહા-
ડી આપવા બહુ શરમાયો. ત્યારે યમુનાને પુણ્યશ્લોક નૃપાવળી
માં જે પેહેલો નળરાજા, તેની અને દમયતીની વનવાસમાં
જે એકવસ્ત્ર સ્થિતિ થઈ હતી તે કહી સંભળાવી તેના મન
નું સમાધાન કર્યું. એ રીતે યમુનાનું ચાતુર્ય અને બહુશ્રુતપ-
ણું જોઇ ગંગાધરરાવનું તે વેળાએ બહુ સમાધાન થયું. અ-

ને તે અરધી સાડી પેહેરી ધોતીયું સૂકવવા માટે કબુલ થયો. ગંગાધરે સુકાયેલું ધોતીયું પેહેર્યા બાદ યમુના સહીત ત્યાંથી ચાલી નિકળવાનો વિચાર કર્યો. એટલામાં તેના શોધને સારૂ ફરતા ફરતા આવેલા સર્વ લોક તે કિનારા ઉપર આવી રાવ સાહેબને આવી મળ્યા. પછી તેણે લાગલાજ ડાનિયલ સાહેબની છાવણી તરફ જવાનો રસ્તો લીધો, અને થોડો વખત ગયા બાદ સુર્યોદય થયો.

---

## પ્રકરણ ૧૩ મું.

## સર્વનો મેળાપ-આનંદ.

(શ્લોકપાદ)

આનંદ તેના હૃદયે ન માય.

(ભા૦ વામન)

રાવ સાહેબે યમુનાને પોતાની સાથે લઇ લોક સહિત આગળ ચાલવા માંડયું. એટલામાં પાછળ પોણોસો હથિયારબંધ લોક સહિત એક આરબ જમાદારે આવી રાવ સાહેબની ટોળી ઉપર હલ્લો કર્યો. આ આરબ જમાદારનાજ હાથમાં પુર્વે યમુના સપડાઇ હતી. પરંતુ તે દુષ્ટ જમાદારના હાથમાંથી યમુના શી રીતે છુટી અને વેહેળાપર શી રીતે આવી, તે વૃત્તાંત પ્રથમ સમજી, પછીથી એ આરબ જમાદારના હાલના હલ્લા તરફ વળીએ તે વધારે સારૂ. યમુના સહિત તે દુષ્ટ જમાદાર પુર્વે દિવસે સંધ્યાકાળે એક નાના ગામડામાં આવી રહયો, એમ પાછળ જણાવવામાં આવેલું છે. ત્યાં આવ્યા બાદ તેણે યમુનાને એક કોટડીમાં ઘણાજ બંદોબસ્તથી રાખી. કોટડીમાં સર્વ પ્રકારની તૈયારી કરી મુકવામાં આવી

હતી. કોટડીમાં એક મોટો પલંગ લાવી રાખેલો હોવાથી તે પર સુવાને યમુનાને ફરમાવવામાં આવ્યું હતું. પાન સોપારી નો સરંજામ અને ગડાકુ પીવાનો હુકો વગેરે સર્વ સામાન તે-ણે તૈયાર કરાવી યમુના તરફ મોટા હર્ષથી મોકલાવી દીધો હતો. આ સર્વ સરંજામ નિહાળી યમુનાની છાતી ધડકવા લા ગી. તેણીને લાગ્યું કે,–" હવે માત્ર મારા પાતિવ્રત્યને ધોકો પહોંચ્યા વિના રહેનાર નથી. હવે આ ખવીશ આગળ મારો કશો પણ ઉપાય ચાલનાર નથી. અહીંઆ ખરેખર મને કો ઇ વાલી નથી." એવો વિચાર કરી મોટેથી રડવા લાગી. પ્ર ભુ પ્રાર્થના તેણીએ તે વેળાએ આગ્રહ પુર્વક કીધી. અને હ વે મુકત થવાને કંઇ ઈલાજ શોધવો જોઇએ, એવી તેણીને ચિંતા ઉત્પન્ન થઈ. એવી ચિંતામાં યમુના પડી છે, તેવામાં બહાર જમાદાર સાહેબે પોતાના મંડળ સહિત તાડી પીવાનો ખુબ સપાટો ચલાવ્યો. પ્રથમથી તેને યમુના સરખી સુંદર સ્ત્રી ઉપભોગ લેવા મળેલી હોવાથી અતિ આનંદ ઉપજ્યો હતો અને તેમાં વળી ફોકટની તાડી પીવાની મળી–પછી તેના આ નંદને શી ઉપમા આપવી રહી! મોગલાઇ પ્રાંતમાં કિંબહુના આખા હેદ્રાબાદ ઈલાકામાં આરબ, રોહિલા અને સીદી વગેરે સર્વ મુસલમાન લોકોને તાડી બહુ પીવાની ટેવ હોય છે. મો-ગલાઇ રાજ્યમાં ઘણું કરીને સર્વ સ્થળે અને વિશેષે કરીને ગાણગાપુરની આસપાસ તો તાડીની પેદાશ અમર્યાદ હોયછે. તાડીની પેદાશ ત્યાં રૈયત તથા સરકારને ઘણી મળે છે. અમ રજા નનીની બંને બાજુએ અને કલબુર્ગની આસપાસ તો તા ડીના ઝાડનું મોટું જંગલજ પસરી ગયુ છે.

જમાદાર સાહેબને તે દહાડે તે ગામના લોકોને તાડીની મીજબાની આપવામાં જરા પણ મણા રાખી નહીં. લોકોને

એમ લાગતું હતું કે-જમાદાર કોઇ પણ સરકારી મોટો અમ લદાર હશે, અને એટલા માટે તે ગરીબ લોકોએ તાડીની ભરેલી ગાગરો અને પુષ્કળ બકરાં તથા મરઘીઓ જમાદા ર સાહેબને અરપણ કર્યાં. પછી અર્થાતજ તે ઉપર હાથ મારવાને જમાદારે શા માટે આળસ રાખવું જોઈએ? તાડી પી તે તથા યથાસ્થિત જમીજુઠીને જમાદારના સર્વ માણસો તે રાત્રીએ બેશુદ્ધ થઇ પડયાં. તેમાં જમાદાર તો સર્વની પેહે લાંજ દીવાનો થઇ પડયો હતો. બેશુદ્ધ થયા બાદ કેટલાક મા ણસોએ જમાદારને ઉપાડી તેને માટે તૈયાર કરાવેલા પલંગપ ર લાવી સુવાડયો. યમુના પણ તેજ પલંગવાળી કોટડીમાં એ ક ખુણામાં બેઠી હતી. પછી થોડા વખતમાંજ તે મંડળના સર્વ માણસો બેસાવધ થઇ પડયાં-તાડી શિવાય જમાદારે ચંડુલનો પણ થોડો ઘણો સપાટો ચઢાવેલો હતો. અને કેટલા ક માણસોએ અફીણનો કસુંબો લઇ ગાંજાની ચલમો પણ ફું કી બાળી હતી.

" હવે શું કરવું ? " એવા વિચારમાં આપણી નિ ર્દોષ યમુના હતી. આ સર્વ મંડળીની અને સ્વતઃ જમાદારની આવી બેભાન હાલત નિહાળી યમુનાને ધીરજ આવી; પછી બે પ્રહર રાત્ર ગુજરી ગયા બાદ તે હળુજ કોટડી બહાર આ વી; પરંતુ " રાત્ર અંધારી, રસ્તો માલમ નહીં, અને એક- લી સ્ત્રી જાત, હારે કયાં-કોનાં તરફ જવું, એ તેને કશું સુ ઝે નહીં. નહાસી જવું, તો કયાં જવું ? અધારામાં શી રીતે જવું ? અને કદાચ ગઇ તો હું કેટલે દુર જઇ શકનાર? આ લોકો પાછળ પડી મને પકડી પાડશે તો?" એવા વિચારમાં પદે પદે પ્રભુની પ્રાર્થના કરતી યમુના આંખો મીચીને ચાલ વા લાગી, તેણીએ એવો વિચાર કર્યો કે,–" આગળ જે થ

વાનું હશે તે થશે; પરંતુ હાલ તુરત તો આ યમદુતોના પા શમાંથી છુટી પાતિવ્રત્યનું રક્ષણ કરવા દે ! ” આગળ ચાલતાં પગ કયાં–કેવી જગોએ પડે છે, અને પગમાં શું વાગે છે એ વિષે યમુનાને મુદ્દલ શુદ્ધિ રહી નહીં. એવી રીતે ચાલતા એક ખાડામાં યમુના પડતી પડતી બચી. આગળ જતાં કુવો આવ્યો અને જો યમુનાની તેનાપર નજર પડી નહોત તો તે તુરત તેમાં પડયા વિના રહેત નહીં. કુવાની નજીક એક મોટું દોરડું પડેલું દૃષ્ટિગોચર થયું. દોરડું લઇ રસ્તે ચાલતાં તેણીએ એવો વિચાર કર્યો કે; “ સારૂં થયું કે દોરડું સાંપડયું. તેનો ઉપયોગ હવે ફાંસો ખાઇ મરવામાં ઠીક થશે. આ ત્રાસદાયક સ્થિતિમાંથી હવે તો મૂકત થવું સારૂં. ” ફાંસો ખાઈ જીવ આપવાનો વિચાર કાયમ થયાબાદ લટકવાને સારૂં એક વૃક્ષનો તે શોધ કરવા લાગી. તેની નજરે કેટલેક દૂર આવેલું વૃક્ષ પડયું, તે તરફ ચાલતી થઈ. વૃક્ષ નજીક જુએ છે તો એ કાંઠામાં પુર આવેલું એવો વહેળો તેના જોવામાં આવ્યો. તેણી અહીં વિચારમાં પડી. પાણીમાં પડી જીવ આપવો ફાંસો ખાઇ મરવા કરતાં સારો, એમ તેણીને લાગ્યું એવી રીતે ફાંસો ખાઈને મરવાનો અને કાંતો પાણીમાં પડીને મરવાનો–એવા બે વિચારો યમુનાના મનમાં ઘોળાયા કરતા હતા; તેવામાં પાછળ કહ્યા પ્રમાણે ગંગાધરરાવની બુમ તેણીના સાંભળવામાં આવી. તેણીએ દોરડું નાંખી ગંગાધરરાવને બહાર કહાડવાને સહાયતા કરી. આ વેળાએ પુર્ણપણે ચંદ્રોદય થયેલો હોવાથી યથેચ્છ પ્રકાશ પણ પડેલો હતો. આ સર્વ હકીકત પાછલા ભાગમાં છે, તે પ્રિય વાંચનારાઓ વિસરી ગયા નહિં હોય.

સુર્યોદય થયા બાદ તે આરબ જમાદાર અને તેના માણસો સાવધ થઇ તપાસવા લાગ્યા તો પોતે પકડી આણેલી સ્ત્રી

નહાસી ગએલી છે. એવું જાણવામાં આવતાંવાર જમાદાર સાહેબને બહુજ માઠું લાગ્યુ, અને તેને ઘણોજ ગુસ્સો પણ ઉપજ્યો. ગુસ્સાના આવેશમાં તેણે તાબાના માણસોને ગાળિપ્રદાન આપવા માંડયું અને છેલ્લે સ્વારી તૈયાર કરાવી યમુનાનો શોધ કરવા સારૂ માણસો સહીત તે ત્યાંથી ચાલી નિકળ્યો. આ સપાસ તપાસ કરતાં કરતાં જમાદારની સ્વારી વેહેળાના કિનારા નજીક આવી પહોંચી. અહીંયાં આસપાસના ખેડુત લોકો દ્વારા તેઓને એવા ખબર મળ્યા કે હમણાજ એક તરૂણ સુંદર બ્રાહ્મણ સ્ત્રી એક બ્રાહ્મણની સાથે અત્રે એકલીજ હતી. પ્રથમ તે અહીં બે જણાં હતાં. પરંતુ પાછળથી દશવીશ ઘોડેસ્વાર સીપાઇઓ આવી તેઓને લઇ ચાલતા થયા. હજી તેઓ વધારે દુર ગયા નહીં હશે. પેલી બાજુના ડુંગર નજીક માંડ પહોંચ્યા હશે. ” આવા સમાચાર સાંભળતાં જમાદારને અમર્યાદ આવેશ ઉપજ્યો. અને પોતાના માણસો સહીત દોડી રાવસાહેબના ઉપર તેણે લાગલોજ હલ્લો કર્યો. પોતાનાપર પુનઃ સંકટ આવ્યું અને જે જમાદારના હાથમાંથી છુટી હતી તેજ રડયો આવી પહોંચ્યો, એવું યમુનાના સમજવામાં આવતાંવાર તે થરથર ધ્રૂજવા માંડી અને પુનઃ “ હે માગ ધરણી માય ! ” એવી તેની સ્થિતિ થઇ પડી “ હાયહાયરે હવે કશો ઇલાજ રહયો નથી ! ” એમ જાણી તે બાપડી પ્રભુ કને કરૂણા માગવા લાગી. પુર્વે એકલીજ તે જમાદારના હાથમાં સપડાઇ હતી; અને ત્યારે તેણીને ફકત પોતાના પાતિવ્રત્ય સંરક્ષણનીજ કાળજી હતી. પણ હવે તો તેણીને બેપ્રકારની કાળજી ઉત્પન્ન થઇ હતી.. એક પ્રાણનાથના જીવની અને બીજી પોતાના પતિવ્રત્ય રક્ષણની. યમુના આ વેળાએ, કેવળ ભયભિત બની

ગઈ. પરંતુ રાવસાહેબ જાતે મહા શૂરવીર નર હતો. લાગ લીજ તેણે પોતાની ટોળીને ફેરવી જમાદારની ટોળી સામે તેણે ધીંગાણું મચાવ્યું. શુરવીર અને હોંશીયાર એવા ચારસિપાઈઓને યમુનાનું સંરક્ષણ કરવાનું કહી રાવસાહેબની આજ્ઞા થતાંવાર સર્વે સિપાઈઓ આરબ જમાદારની ટોળી ઉપર તુટી પડયા. અહીંયાં એવું તો યુદ્ધ મચ્યું કે તે સંબંધે કશું પુછશોજ નહીં! સ્વતઃ રાવસાહેબે પોતાની ચાલાકી આ વખતે બહુજ બતાવી. ઈતર લોકોને તજી દઈ તેણે પ્રથમ પોતાની પત્નિને જેણે ત્રાસ આપ્યો હતો તે જમાદારના સારી રીતે ખબર લીધા! જમાદારનાં માણસો પોણોસો અને રાવ સાહેબનાં માત્ર પચીશજ હતાં. પરંતુ તે પચીશે તો પોણોસોની ત્રેધા ત્રેધા ઉડાવી દીધી. આરબ લોક રાત્રીના નિશાથી અશકત સરખા બની ગયા હતા. તેમાં વળી તેનાં હથિયારો પણ નિરૂપયોગી, કાટ ખાઈ ગયેલાં હતાં. બંદુકો પુષ્કળ જણા પાસે હતી પરંતુ દારૂ ગોળા વગર તે શા અર્થેની? યુદ્ધમાં આરબોએ પાછા હઠીને આખરે નહાસવા માંડયું. પોતાના માણસોની પાછળ જમાદારે પણ પોબારા ગણવાના ઈરાદાથી નાહસવા માંડયું જમાદારની પાછળ રાવસાહેબે પોતાનો ઘોડો દોડાવ્યો; બસો ત્રણસો કદમ દુર જવાયું નહીં, એટલામાં સામી બાજુએથી ડાનિયલ સાહેબની વિજયી સ્વારી વાસુદેવ બળવંત કેદી સહિત આ તરફ આવતી જોવામાં આવી. સાહેબ બહાદુરની સાથે નિજામ સરકારના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ડ મેહેરબાન અબદુલહક પણ હતા. આ બન્ને અમલદારના લોકો એકઠા થવાથી એક મોટું લશ્કર બની રહ્યું હતું. રાવસાહેબે જમાદારને પકડી પાડવા માટે દાનિયલ સાહેબના માણસોને ઇસારત કરી કે તેઓએ તુરત તેને પકડી પાડયો.

રાવસાહેબ, ડાનિયલ સાહેબ અને અબદુલહક સાહેબ-આ ત્રણે સાહેબો જ્યારે એકત્ર થયા ત્યારે તે ત્રણેને પરપસ્પર ના મેલાપથી અત્યાનંદ પ્રાપ્ત થયો. રાવસાહેબે દાનિયલ સાહેબને પોતાની ભાર્યાનું સર્વ વૃતાંત કહી સંભળાવ્યું. તે સાંભળી સાહેબને આનંદ ઉપજ્યો ને સ્વારી લાગલીજ જે જગો એ જમાદારની તથા રાવસાહેબની લડાઇ થઈ હતી ત્યાં આવી. ત્યાં બન્ને પક્ષ તરફના મળી ત્રીસ ચાળીશ મુડદાં પડેલાં હતાં અને તે શિવાય કેટલાંક લોકો ઘાયાળ થઇ પડયાં હતાં. એ સર્વ કૃત્ય નિહાળી સાહેબને તથા અબદુલહક ને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું અને રાવસાહેબના શુરત્વ વિષે તેઓએ બહુજ પ્રસંશા કરી. ઘાયાળ લોકોને ડોળીમાં નાંખી તાબડતોબ ડાકતરની સહાય મળવા માટે રવાના કરી દીધાં, અને મરણ પામેલાં લોકોને તેની જાત તપાસી ભુમિ સંસ્કાર તથા અગ્નિ સંસ્કાર કીધો. નજીકમાંજ એક વેહેળો તથા વૃક્ષાઘટા હતાં. ત્યાં તેઓએ તે દહાડે મુકામ નાખ્યો. ત્રણે અમલદારોએ સ્નાન તથા ઉપહાર કર્યા બાદ થોડી વિશ્રાંતિ લીધી. અને પછી પુનઃ ત્રિવર્ગ એકત્ર મળી વાતચિત્ત કરવા લાગ્યા. તેમાં તેઓ ત્રણેએ પરસ્પરની હકીકત સાધંત કહી સંભળાવી. રાવસાહેબનું આરંભથી ઈતિ પર્યંત ચરિત્ર સાંભળી ડાનિયલ સાહેબને અને અબદુલ હકને ઘણુંજ દુઃખ અને આશ્ચર્ય ઉપજ્યું; પરંતુ છેલે રાવસાહેબની સદ્ગુણી પત્નિ રાવસાહેબને મળવાથી તે બંને અમલદારોને અતિશય આનંદ ઉપજ્યો. તે અમલદારોએ યમુનાને પુત્રીસમ સમજી પોતાની મુલાકાતે બોલાવી, અને મોટા સન્માનથી અબદુલ હકે રાવસાહેબને તથા યમુનાને જરીનો સુશોભિત પોષાક આપ્યો. દાનિયલ સાહેબે યમુનાને એક હીરાનો હાર આપ્યો અને બને અધિકારીઓએ યમુનાના સદાચાર વિષે બહુજ પ્રસંશા કરી.

બીજે દહાડે ગળસકામાં ઉઠીતે સર્વ મંડળી દુધની સ્ટેશન ત રફ ચાલી નીકળી. યમુનાને બેસવા માટે અબદુલહકે પોત નો મેનો આપ્યો હતો. અને પોતે, રાવસાહેબ તથા ડાનિય લ સાહેબ સ્વાર થયા હતા. સઘળું લશ્કર અને વાસુદેવ બળ વંત ફડકે તથા તેની સાથે પકડાયલા કેદીઓ ક્રમાનુક્રમે ચા લવા લાગ્યા અને કેટલોક વખત ગયાબાદ દુધની સ્ટેશનપર તેઓ સઘળાં જઇ પહોચ્યાં. આગળથીજ વાસુદેવરાવ પકડાયા ના સમાચાર જઇ પહોંચેલા હોવાથી તેને નિહાળવા માટે લો કોની પુષ્કળ ઠઠ સ્ટેશનપર મળી હતી. સ્ટેશનપર પોહોં ચ્યા બાદ અબદુલહક પોતાનાં માણુસો સહિત રાવસાહેબ તથા દાનિયલ સાહેબની રજા માગી હેદરાબાદ તરફ રવાના થયો. પરંતુ જતી વખતે પકડાયલા આરબ જમાદારને તે પો તાની સાથે લઇ ગયો. કારણુ તે નિઝામ સરકારની હદનો અ ને તેની પ્રજા પૈકીનો બંડખોર માણુસ હતો. એ દુષ્ટ જમા દારને ત્યાં ગયાબાદ પુરતી શિક્ષા મળ્યા વિના રહી નહીં.

પુણે જઈ પહોંચતાં વાર વાસુદેવ બળવંતને નિહાળવા સારૂં હજારો લોક સ્ટેશનપર આવી પહોંચ્યાં હતાં. પરંતુ ત્યાં ઘણોજ સારો જાપતો રાખવામાં આવ્યો હતો. સર્વ લો- કો પોતાની ઇચ્છાની બરોબર રીત્યે તૃપ્તી કરી શકયાં નહીં. યોગ્યજ જગોએ યોગ્ય બંદોબસ્ત તળે વાસુદેવરાવને સોંપી ડા નિયલ સાહેબ પોતાને બંગલે વિશ્રાંતિ લેવા ગયા. સર્વ લોકો જ્યાં ત્યાં વિખરાઈ ગયાં અને ગંગાધરરાવ પોતાની પ્રિય સુશિલ ય મુના સહીત થોડા દહાડાની રજા ઉપર પોતાના વડીલ માતુશ્રીને મળ વા માટે પોતાને ગામ જઈ રહયા. ગંગાધરરાવને નિહાળી તેના મા તા પિતાને અત્યાનંદ ઉપજ્યો, તથાપિ તેઓને પોતાના પાછલાં કૃત્યો વિષે અતિશય ખેદ ઉત્પન્ન થયો; તેઓને પુ રેપુરે હવે સમજાયું કે "આપણા પોતાના મુર્ખપણાથીજ બા પડી નિરપરાધી યમુનાને અત્યંત દુઃખ સોસવું પડયું છે." વૃદ્ધ સાસુજી, વહુ યમુનાને છાતી સરસી દાબી બહુજ રડયાં અને તેમણે યમુનાની વિનયથી માફી માગી કહ્યું કે,-"હવે

હું–વૃદ્ધ વધારે દિવસ જીવતી રહીશ એવો કશો ભરોંસો નથી અને એટલા માટે જો તું અમારા વિષે મનમાં ગુસ્સો રાખીશ નહીં, તો અમો બન્નેને પુત્રવધુ સુખ અનુભવવાનો સુખદ સમય પ્રાપ્ત થશે.” સાસુજીનું એ ભાષણ સાંભળી યમુનાએ બહુ બહુ પ્રકારે તેમના મનનું સમાધાન કર્યું. અને તેજ પ્રમાણે ગંગાધરરાવે પોતાના પિતાશ્રીના મનનું સમાધાન કરવામાં જરા પણ કસુર રાખી નહીં. વૃદ્ધ પિતાશ્રીએ ગંગાધરરાવને તથા યમુનાને છાતી સરસાં ચાંપી પોતાના હર્ષાશ્રુથી તે બંને–વધુ–પુત્રને ભીંજવ્યાં.

એ પ્રમાણે ગંગાધરરાવ તથા યમુનાના દિવસો સુખાનંદમાં ગુજરે છે તેવામાં ત્યાં, ગોપિકાબાઈ અને યમુનાનો બાપ વિનાયકરાવ–એ બન્ને જણ આવી પહોચ્યાં. ગોપિકાબાઇ યમુનાને છાતી સરસી ચાંપી બહુજ રડી. અને છેલ્લે તેણીએ યમુનાને પુછ્યું કે,–“ બેટા, મેં કહેલું સાધુ તુકારામનું વાક્ય ખરૂં ઠરયું ને ? “ પરમેશ્વર જે કરે છે તે સારાનેજ માટે.” એ વાક્ય હવે તું સારી રીતે હૃદયમાં રાખ. કદી વીસરીશ નહીં. પ્રભુ હમેશાં ન્યાયદૃષ્ટિથી અને કૃપાકટાક્ષથી પોતાના ભકતનું સર્વદા હિત તપાસે છે. અને ખરેખર સત્ય વાતનું પરિણામ સત્યજ આવે છે. આ કારણથીજ મનુષ્યે હમેશાં પ્રભુથી ડરીને સત્ય અને ન્યાય માર્ગે ચાલવું હિતાવહ છે. તેવા પવિત્ર માણસની પ્રભુ કદી પણ ઉપેક્ષા કરતો નથી. ગમે તેવું મોટું સંકટ પ્રાપ્ત થયું હોય, તોપણ ભકતજનનું પરિણામે કલ્યાણ થયા વિના રહેતુંજ નથી, એ પ્રિયે, યમુના સત્ય કરી સમજજે. અને તેની પ્રતિતિ તારા પોતાનાંજ ઉદાહરણથી મળી આવ્યા વિના રહી નથી.”

ગોપિકાબાઈનો એવો અથાગ પ્રેમ જાણી અને તેનો સદ્બોધ સાંભળીયમુનાના મનનું પુરતું સમાધાન થયું. અને પ્રભુએ આખરે પોતાનું કલ્યાણ કર્યું છે એવો વિચાર લાવી તત્ક્ષણે તેણે પ્રભુનું સ્તવન કર્યું. યમુનાની આંખોએ પ્રેમ તથા આનંદના ઝળઝળિયાં આવી રહ્યાં–ગોપિકાબાઇએ યમુનાને ફરી છાતી સરસી ચાંપી. પ્રેમાળ ગોપિકાબાઇએ પ્રેમથી યમુનાનું મુ

બન લીધું. ગોપિકાબાઈનો અને પોતાની સદ્‌ગુણી ભાર્યાનો આ
વો અપ્રતિમ પ્રેમ નિહાળી ગંગાધરરાવને પણ અત્યાનંદ ઉપ
જ્યો. તેણે પણ ગોપિકાબાઈને દંડવત્ કરી કુશળ પ્રશ્ન પુ-
છયા. ગોપિકાબાઈને ગંગાધરરાવે ઉપકાર માની કહ્યું કે,–"મ
સી તમારી સહાયથી અને તમારી નિષ્કપટ મમતાથી આ
મારી પ્રિય પત્નિ મને આજ સુખરૂપ પ્રાપ્ત થઇ છે. આજે
મારી પ્રિય પત્નિ સાથે જાણે મેં નવિનજ લગ્ન કીધાં હોય
તેવો લ્હાવો, તેવો રૂપાળો પ્રસંગ આવવાનું મુળ કારણ તમે
જ છો. તમે હતાં, તેથીજ આવી આ સુંદર સાધવી સ્ત્રી
પુનઃ મારી દૃષ્ટિએ પડી. ખચીત તમારા વિના હું એને સદા
ને માટે ગુમાવી બેઠો હોત. મારા પોતાના દુષ્ટ આચરણનું
પ્રાયશ્ચિતતો મને પુર્ણપણે મળી ચુકયું છે, તથાપિ મને જે
પરિતાપં થાય છે તે એજ છે કે આવી સદ્‌ગુણી અપ્સરા સ
રખી સ્ત્રી તજીને હું તે નીચ કૃતઘ્ની વેસ્યાના મોહ પાશમાં
પડી ગયો હતો. તે અધમની મોહજાળમાં સપડાયાથી હું આ
ખરે ઘરમાંથી પણ ચોરી કરવાને ડગ્યો કે ડર્યો નહીં અને છે
વટે તે દ્રવ્ય ગુમાવી ઠામુંકો જીવનો જનાર હતો; પરંતુ ઇશ્વ
ર કૃપાથી અને તમારા આર્શિવાદથી કિંબહુના મારી પ્રિય પ
ત્નિના નિર્દોષ આચરણથી અને તેણીના સત્ય સંકલ્પથી આ
ખરે આજ આ અપુર્વ આનંદનો દિવસ મેં નિહાળ્યો છે."
એમ બોલતાં બોલતાં ગંગાધરરાવના નેત્રમાંથી દુઃખાશ્રુનો અ
ને આનંદાશ્રુનો પ્રવાહ ચાલી નીકળ્યો.

યમુનાનો બાપ વિનાયકરાવ અત્યારે જોડમાંજ ઉભો રહયો
હતો, તેને પણ આ વેળાએ પોતાના પાપી કર્મનો અથાગ
પરિતાપ થવા લાગ્યો હતો. યમુના તથા ગંગાધરરાવ તરફ
નિહાળી તેની આંખોમાંથી પણ દુઃખ મિશ્રીત પ્રેમાશ્રુ ટપકવાં
લાગ્યાં હતાં. યમુના અદ્યાપિ સુધી પોતાની કને આવી નહીં
અને પોતાની સાથે કશું બોલી નહીં, એવું જાણી વિનાયકરાવ
ને અતિશય રડવું આવ્યું. છાતી ભરાઇ આવી. ધ્રુસકે ધ્રુસકે ર
ડી જવાયું. તેને લાગ્યું કે "હવે યમુનાએ બાપને કેવળ વિ

મારી મુકયો—તજી દીધો ! તે હવે મારી પાસે શાની આવવાની ને શાની બોલવાની ! અરે હવે તો તે મારૂં મ્હોં પણ જોવાની નહીં ! હું તેનો પ્રત્યક્ષ બાપ છતાં અરેરે મેં પુત્રીનો છળ કીધો અને તેથી હવે તે શાની માયા—મમતા રાખે ! આ વૃદ્ધાવસ્થામાં હાય હાય હવે મારૂં કોઇ પણ રહ્યું નથી. મારાં હતાં તેને મેં શતરૂ કીધાં ! સ્ત્રી મરી ગઇ તેથી ઘરમાં એક અંગવસ્ત્ર તરીકે રાખી, તો તે રાંડ મારૂં સર્વસ્વ—હતું નહોતું—તેતમામ હરણ કરી પોબારાં ગણી ગઈ ! આખરે રાંડના રાંડ અને દ્રવ્યનું દ્રવ્ય ગુમાવી બેઠો. અતિશય લોભ કરી અને અનન્વિત કર્મો કરી જે દ્રવ્ય આજ પર્યંત મેં મેળવ્યું હતું તેનું પરિણામ આખરે માઠું—ભિખારીની નીચ દશારૂપ થઇ પડયું. નાનાસાહેબ ફોજદારી કામમાં પકડાયાથી તેનો આશ્રય પણ ટળી ગયો. હવે મને જગતમાં કોણનો આશ્રય છે? હવે મારી શી દશા થશે ?" ઈત્યાદી દુઃખરૂપ વિચાર વિનાયકરાવના મનમાં આ વખતે એકદમ આવવા લાગ્યાથી તેના મનની સ્થિતિ વિલક્ષણ પ્રકારની બની ગઈ. એ સ્થિતિ ગોપિકાબાઈ, ગંગાધરરાવ તથા યમુનાના સમજવામાં આવતાંવાર તેઓ ત્રણે તેની નજીક આવી વિનાયકરાવનું સમાધાન કરવા લાગ્યાં. વિનાયકરાવે યમુનાને છાતી સરસી દાબી રડવા માંડયું. વિનાયકરાવે સસરાજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. વિનાયકરાવે ગળગળે અવાજે આશિર્વાદ આપ્યો. ગંગાધરરાવે તથા ગોપિકાબાઇએ આ વખતે વિનાયકરાવને ઘણોજ સરસ સમય અનુરૂપ ઉપદેશ આપ્યો. અને "મનુષ્યો ભુલથી ભરેલાં છે. અને હરકોઇ માણસને થયેલાં પાપ કર્મનો એકવાર પરિતાપ થયો એટલે સમજવું કે તેનાથી ફરીને કદી પણ તેવું કામ થનાર નથી અને તે સદાચારમાં ત્યારબાદ પ્રવૃત થાય છે અને તેનું પ્રભુ કલ્યાણ કરે છે" ઈત્યાદી કહી વિનાયકરાવના પરિતાપરૂપ દવમાં બળતા અંતઃકરણને શાંત કર્યું. વિનાયકરાવે આ વખતે પાઘડી ઉતારી ગંગાધરરાવની તથા યમુનાની ક્ષમા ચાહી. એ જોઈ ગંગાધરરાવે તેને તેમ કરવાની વિનય પૂર્વક મના કરી પ્રેમ

પૂર્વક મધુર શબ્દોથી તેનું સમાધાન કર્યું. આટલું થયું છતાં યમુના અદ્યાપિ પર્યંત પિતા સાથે એક અક્ષર પણ બોલી નહોતી, અને તેથી વિનાયકરાવના મુખપરથી ઉદ્‌વેગ અને પરિતાપની છાયા ખસી નહોતી. છેલે વિનાયકરાવની પશ્ચાતાપ યુક્ત મુદ્રા નિહાળી યમુના ચાર મધુર શબ્દો બોલી અને પિતાશ્રીને "ગઈ ગુજરી વાતનો હવે પરિતાપ કરવો વ્યર્થ છે" ઈત્યાદિ કહી તેમના મનનું સમાધાન કર્યું.

એ રીતે તે દહાડે સર્વને કેવળ આનંદની પર્વણી થઇ રહી. પરંતુ ગોપિકાબાઈ-એકલીનું મન તે દહાડે વાસ્તવિક આનંદ પ્રાપ્ત કરી શકયું નહોતું. અને તેનું કારણ કયારનું એ યમુનાના લક્ષમાં આવી ચુકયું હતું. યમુનાએ લાગલાં એકાંતમાં જઇ પોતાના સ્વામિને ગોપિકાબાઇની ઉદાસીનું કારણ કહી સંભળાવ્યું. એ ઉપરથી ગંગાધરરાવે બની શકે તેટલી ખટપટ કરી નાનાસાહેબને કેદખાનામાંથી છોડાવવાનું વચન પૂર્વક કબુલ કર્યું.

---

## પ્રકરણ ૧૪ મું.

## ઉપસંહાર.

"દુષ્કર્મો કરનાર જનોની લોકોમાં દુર્દશા થાય છે અને સાધુ જનોની જગતના અપવાદો વડે ઉભી થયેલી વિટંબણા નિવારી પ્રભુ આખરે તેનું કલ્યાણજ કરે છે. અર્થાત જે જનો નિશ્ચયપુર્વક સદાચારથી વર્ત્તે છે તે આખરે સદ્‌ગતિ પામ્યા વિના કદી પણ રહેતાં નથી."

(હેમિલ્ટન)

---

સૂર્યોદય થતાંવાર દરવાજા પર ચોઘડિયાં વાગવા માંડયાં અને જ્યાં ત્યાં લોકોની એક સરખી ગડબડ થઇ રહી. ગામમાંથી સૌભાગ્યવતિ યુવતિઓ પોતાપોતાના ઘરનું કામકાજ જલદીથી પુરૂં કરી બાબાસાહેબ ઈનામદારને ઘેર જવાની તૈયારી કરવા લાગી. કેહેડે નાનાં બાળકો લટકાવી બણી ઠણી

કેટલીક સ્ત્રીઓ રસ્તે પડી. કેટલીક પોતપોતાની મૈત્રિણી ઓને હાકો મારવા લાગી. સર્વ સ્ત્રીઓના હાથમાં એકેક તાસક જોવામાં આવતી હતી. તેમાં ખોળો ભરવા માટે ચોખા એકેક ચોળીનો રેજો અને એકેક નાળિયેર એટલી વસ્તુ મુકેલી હતી. શિવાય કંકાવટિ આદી સરંજામ પણ કેટલીએક ની તાસકમાં જોવામાં આવતો હતો. પ્રહર દિવસ ચઢયો નહીં, એટલામાં તો ઈનામદારની હવેલી નજીક પુષ્કળ સ્ત્રી પુરૂષનો સમાજ એકઠો મળ્યો અને એક સરખી ધાંધલ મચી રહી. ત્યાં એક સુંદર મંડપ ઉભો કરવામાં આવેલો હતો. અને તેને હાંડિ, ઝુમર, તોરણ ગલીચા આદિથી આચ્છાદિત કરવામાં આવ્યો હતો. એક સુંદર કલાવંતિણીનો નાચ પણ સમારંભમાં થવા લાગ્યો હતો. આવનારા સભ્ય–પ્રતિષ્ઠિત લોકોને સન્માનથી બેસાડવા માટે એક ડાહ્યા દરબારી માણસની પણ યોજના કરવામાં આવેલી હતી. પુણેથી પુષ્કળ સભ્ય–સંભાવિત મંડળી આ સમારંભમાં આવેલી હતી. તેમાં આપણા પ્રિય અને હોશિયાર ડાનિયલ સાહેબ પણ પોતાના મિત્રના આ આનંદદાયક કાર્યમાં ભાગ લેવા માટે પધાર્યા હતા.

મુખ્ય ઘરમાં યજ્ઞ કરવામાં આવ્યો હતો. ત્યાં બ્રાહ્મણો મંત્ર ધ્વનિ કરવા લાગ્યા હતા. નાના પ્રકારના સુવાસિક ને મિષ્ટ પદાર્થોની યજ્ઞમાં આહુતિ અપાતી હતી. જોડમાંજ આપણા ભાગ્યવાન ગંગાધરરાવ જરી કિનારીનું પિતાંબર પેહેરી બાજોઠપર બેઠા હતા. અને તેની પડોશમાં આપણી સુશીલ યમુનાબાઈ, તે વેળાએ ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાભુષણ ધારણ કરી શરમાઇ બેઠી હતી. યમુનાનું સૌંદર્ય આ વેળાએ અધિકજ વર્ણનીય જણાતું હતું. ગંગાધરરાવના દેખાવમાં પણ આ વેળાએ મણા રહી નહોતી. પુરૂષ પત્નિના ગળામાં પુષ્પનાં સુશોભિત હારો લટકી રહ્યા હતા. વિધિ પૂર્ણ થયા બાદ સ્ત્રી મંડળની આગતા સ્વાગતા થવા લાગી. ગંગાધરરાવની માતુશ્રી, બેહેનો, ભોજાઇ ઓના મનમાં હર્ષ સમાતો નહોતો, તેઓ વ્યવહારને અનુસરી સ્ત્રી મંડળને ચાંલ્લા નાળિયેર આદિ આપવામાં ગુંથાયાં હ

તાં. બહાર પુરૂષ મંડળને માટે પણ ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવેલી હતી. સર્વેને પાનનાં બીડાં, અત્તર, ગુલાબ અને પુષ્પ છડી આપી યોગ્ય આદરાતિથ્ય કરવામાં આવ્યું. પુરૂષો કેટલોક વખત બેસી નાચ ગાયન સાંભળી ચાલવા લાગ્યા, એટલે દરવાજાપર તેઓને એકેક નાળિએર આપી વિદાય કરવામાં આવતા હતા.

એ રીતે તળેગામમાં બાબાસાહેબને ઘેર તે દહાડે બપોરના આનંદોત્સવ થઇ રહયો હતો. બપોરના બ્રહ્મભોજન થયું. અને રાત્રીએ ફરાળનો ઠાઠ પણ અપ્રતિમ થયો. યમુનાની સમવયની મૈત્રિણીઓએ ફરાળ કરી રહ્યા બાદ યમુનાને શણગારવા માંડી. તેણીને નાના પ્રકારનાં અલંકારો પહેરાવ્યાં. પુષ્પની વેણી ગુંથી અને કોઈ તો યમુનાને ઉપરાઉપર પાનનાં બીડાં કરી આપવા લાગી. યમુનાનું અંતઃકરણ આ પ્રસંગે લજ્જાથી અને આનંદથી વ્યાપ્ત થયેલું હતું અને તેથી તે પોતાની મૈત્રિણી સાથે અધિક બોલી શકી નહીં. તેણીના મનની કાંઇ ચમત્કારિક સ્થિતી થઇ પડી હતી. આનંદ, ઉત્સવ, ભીતિ, લજ્જા અને ઉમેદ--એટલી તરેહની વૃત્તિ તેણીના મનપર એક પાછળ એક પોતાનો અમલ ચલાવવા લાગી હતી. એવી સ્થિતીમાં યમુના ગર્ક થઇ ગયેલી છે તેવામાં તેની મૈત્રિણીઓએ પતિનું નામ લેવાનું કહ્યું. તેણીને બહુ લજ્જા ઉપજી. છેલે જ્યારે સર્વ જણીઓએ પોતપોતાના સ્વામિનું નામ લીધું, ત્યારે યમુનાએ પણ પોતાના પ્રાણવલ્લભનું નામ લઈ ફરજ અદા કરી ! આ વેળાએ યમુનાની માતુશ્રી જીવતી હોત તો તે બાપડીને કેવો અપૂર્વ આનંદ ઉપજ્યો હોત ? સમારંભમાં હાજર થયેલી સર્વ મંડળીને વારતવિક આનંદ ઉપજ્યો હતો, યમુનાના પિતા વિનાયકરાવના અંતઃકરણમાં આનંદે નિવાસ કર્યો હતો પરંતુ તે બાપડાને તે વખતે પણ પોતાનાં પાછલાં નઠોર કૃત્યનો પરિતાપ થતો હોવાથી તેનું મ્હોડું સ્યામતા પકડી રહ્યું હતું.

તળેગામમાં આવા પ્રકારનો ઠાઠ મચી રહ્યો હતો, તે-જ અરસામાં પુણા શેહેરમાં વાસુદેવ બળવંતની અને સતારા શેહેરમાં નાનાસાહેબનો તપાસ ચલાવવાની શરૂઆત થઈ! દસ વાગતાંવાર હમેશાં જજ્જ સાહેબની કોર્ટમાં હજારો લોકોની ગર્દી થવા લાગી. કેટલાક વર્તમાનપત્રના એડીટરો કામ ચાલતાં પેહેલાં હમેશાં કોર્ટમાં જઇ બેસવા લાગ્યા. કામ ચાલ્યું તેટલા દહાડા શેહેરમાં હમેશાં સાંજરે વાસુદેવરાવનીજ ચર્ચા એક સરખી થવા લાગી. કોઈ કહેતું કે વાસુદેવરાવને ફાંસીની શિક્ષા મળશે અને કોઇ કહેતું જન્મદેશ નિકાલની સજા થશે. બિચારા વાસુદેવરાવને કોઈ સારો વકીલ કે બેરીસ્ટર મળી શકયો નહીં. તેનું વકીલાતનામું લેવાથી "રાજ્યદ્રોહી" ઠરીશું એવા ભયથી અને વાસુદેવરાવ કને આ વેળાએ પૈસો નહી હોવાથી કોઇ વકીલ બેરીસ્ટર તેની જોઇતી સહાયતા કરી શકયું નહીં. તોપણ ભલા માણસોને માટે દુનિયા વંઝણી હોતી નથી. એક માયનો પુત; જાગૃત થયો એક જુના-વિચારવંત વૃદ્ધ વકીલે વાસુદેવરાવનું મફત વકીલાતનામું લીધું અને તે ઉપરથી તે વકીલના ધૈર્યની તથા સ્વદેશાભિમાનની તે વખતે બહુજ પ્રસંશા થઇ.

નાનાસાહેબ શ્રીમંત હોવાથી તેને હુશિયાર વકીલ અને હોશિયાર બેરીસ્ટર મળ્યા. શિવાય તેને છોડાવવાના કામમાં ગંગાધરરાવે પણ પુષ્કળ મદદ કરી, નાનાસાહેબના અન્ય મિત્રોએ પણ આ વખતે ખટપટ કરવાને આળસ કર્યું નહીં. વાસ્તવિક જોતાં નાનાસાહેબ જો કે ઉત્તમ પંક્તિનો માણસ નહોતો, તોપણ વાસુદેવરાવના જેવો રાજ્યદ્રોહી દીવા બંડખોર-અપરાધી માણસ નહોતો. તેણે વાસુદેવરાવને કદીપણ મદદ કરી નહોતી. વાસુદેવરાવને તે મુદલ ઓળખતો પણ નહોતો. પરંતુ વ્યસની લોકોના છંદમાં વ્યસની બની પુરો છાકટો અને વ્યભિચારી બની રહેલો હોવાથી તે કેવળ નઠોર દુરાચારી બની ગયો હતો. નાનાસાહેબ શ્રીમંત, શહાણો, હોશિયાર, રાજ્યકારસ્થાની, અને ઉડાઉ તેમજ વખતે ઉદારતા

ને સમજનારો પુરૂષ હતો પણ મદ્યપાન અને વ્યભિચાર—એ બે મહાન અવગુણોથી તેનું સઘળું સત્યાનાશ વળ્યું હતું. તે ગાણુગાપુરમાં કેશવપનના મુકરદમામાં પકડાયા બાદ દુધની સ્ટેશન ઉપર બંડખોરના હાથમાંથી નહાસી ગયો હતો. તે ત્યાંથી એક સંસ્થાનમાં જઈ છુપાઇ બેઠો હતો. પરંતુ પુણાના હોશિયાર પોલીસ સુપ્રીન્ટેન્ડેટે રા. સા. ગંગાધરરાવની સહાયતાથી પકડી પાડી તેને સતારે મોકલાવી દીધો હતો.

વાસુદેવરાવના તથા નાનાસાહેબના મુકરદમ ઓની આખર તારીખે તો કોર્ટમાં માણસોની ગરદીનો પાર રહ્યો નહીં. તમાસગીર લોકો કોર્ટના વખત પહેલાંજ જગ્યા રોકી બેઠા હતા. નિકાલ-નિવેડો આવેલો જાણવાને લોકોને આતુરતા તે દહાડે તો બહુજ સતાવતી હતી. ગંગાધરરાવ તે દહાડે તળેગામથી સતારે જઇ પહોંચ્યો હતો.નાનાસાહેબની પત્નિ ગોપિકાબાઇ, યમુના, બાબાસાહેબ ઇનામદાર, અને વિનાયકરાવ વગેરે વગેરે મંડળી પણ રાવસાહેબ ગંગાધરરાવની સાથે સતારે ગઇ હતી. નાનાસાહેબને છોડાવવા માટે ગંગાધરરાવે બહુજ ખટપટ કરી હતી. તેણે બારીસ્ટર આદિ કરવામાં કેટલોક ધનનો પણ ભોગ આપ્યો હતો. આજે આખરનો દહાડો હોવાથી ગંગાધરરાવ બેરીસ્ટર સહિત કોર્ટના વખત પ્રમાણે કોર્ટમાં જઇ પહોંચ્યો હતો. ગોપિકાબાઈ તથા યમુનાબાઇએ તે દહાડે પ્રભાતમાં સ્નાન કરી તુળશીની પુજા કરવા માંડી હતી અને પ્રભુ પ્રાર્થના કરતાં કરતાં તે બંન્ને જણીઓએ નિશ્ચય કર્યો હતો કે નાનાસાહેબ આજ છુટે ત્યારેજ ભોજન કરવું !

સંધ્યાકાળના ચાર વાગતાંવાર પુણા શેહેરમાં ખબર ફેલાયા કે વાસુદેવ બળવંત ફડકેને જન્મ દેશ નિકાલની—કાળા પાણીની શિક્ષા થઈ. તેના કેટલાક સાથીદારો છુટી ગયા અને કેટલાકોને શિક્ષા થઇ. અહીંયાં સતારા શેહેરમાં તેજ વખતે એવા ખબર ફેલાયા કે નાનાસાહેબના સંબંધમાં વેસ્યાને ગંગાધરરાવને મારી નાંખવા માટે વિષનું પડીકું આપ્યાનું પુરવાર થયું નહીં અને તેથી તે છુટી ગયો. અને વેસ્યાને શિક્ષા થઇ. નાનાસા

હેબની મુક્તતા થતાંજ ગંગાધરરાવે લાગલોજ તેને પોતાની ગાડીમાં બેસાડી ઉતારે આણ્યો! તે વખતે ગોપિકાબાઇના આનંદની શી વાત કરવી! રાત્રીએ સર્વ મંડળી આનંદથી જમી. આ વખતે તળેગામથી ગંગાધરરાવના પીતા–બાબાસાહેબ પણ અત્રે સતારામાં આવેલા હતા. વિનાકયરાવ પણ હાજરજ હતા. રાત્રીએ ગોપીકાબાઇ તથા નાનાસાહેબની એકાંતમાં મુલાકાત થઇ. તે દહાડાના જેવી આનંદની રાત ગોપીકાબાઇને કદી પણ પ્રાપ્ત થઇ નહોતી. પરસ્પરની હકીકત સાદ્યંત સમજવામાં આવી. તેમાં ગંગાધરરાવની મોટાઈ, ઉદારતા, તેણે પોતા માટે કરેલો યત્ન અને તેની પોતા પ્રત્યેની નિષ્કપટ મમતા જ્યારે નાનાસાહેબના સમજવામાં આવી, ત્યારે તેની આંખોએ પરિતાપના ચોધારાં આંસુઓ ચાલી નિકળ્યાં. નાનાસાહેબને પોતાનાં પાપ કર્મો માટે અતિ પશ્ચાતાપ થયો. અને તેની પ્રિય પ્રતિવ્રતા સદ્ગુણી પત્નિ ગોપીકાબાઇ વિષે તેની ખાત્રી થઇ કે "આવી સાધવી પવિત્ર સ્ત્રીને મેં અરેરે પદે પદે બહુ દુઃખ દીધું છે. મારા જીવતરને ધિક્કાર છે!" નાનાસાહેબને અત્યારે બહુ માઠું લાગ્યું. "કન્યા સમાન જે યમુના, તેને મેં નાનાપ્રકારે દુઃખ દઇ તેણીનું પાતિવ્રત્ય ભુડાડવાનો નીચ યત્ન કર્યો–સહસ્ત્રવાર ધિક્કાર હજો મને!" એવી રીતે આ ત્યારે નાનાસાહેબને બહુ અનુતાપ થયો. તેણે ગોપિકાબાઈની ક્ષમા માગી. અને હવે પછી એવું દુરાચરણ કદી પણ નહીં કરવા માટે તેણે દૃઢ નિશ્ચય કર્યો. ધર્મપત્નિ ગોપિકાબાઈ શીવાય જગતની સર્વ સ્ત્રીઓ માતુશ્રી તુલ્ય છે. એવા તેણે કસમ લીધા. અને મદ્યપાન તજી દેવા વિષે પુર્ણ નિશ્ચય–નિગ્રહ કર્યો. વ્યસની લોકોની સંગત તજી સ્વધર્મ અને સદાચારથી વર્તવાને તેણે પ્રતિજ્ઞા લીધી. એ રીતે નાનાસાહેબની વૃતિ કેવળ નિર્મળ થઈ ગઈ. તે આખી રાત્રી પરીતાપ કરવામાં તથા સદાચારનો નિગ્રહ કરવામાંજ નાનાસાહેબે ગુજારી.

સુર્યોદય થતાંવાર ઉઠીને નાનાસાહેબે યમુનાના પગ આગળ મસ્તક મુકયું. અને ગંગાધરરાવ હજુર પાઘડી ઉતારી

બનેની માફી માગી. આ વખતે નાનાસાહેબની આંખોથી અનુતાપ યુક્ત અશ્રુઓ વહેતાં હતાં. યમુનાએ કહ્યું,-" હું તમારી કન્યારૂપ છું મારી આગળ મસ્તક નમાવવું છાજતું નથી થયું તે થયું. હવે મનમાં કશું પણ નહીં લાવતાં અમારા પ્રત્યે વાત્સલ્ય ભાવથી વરતો એટલે થયું. ગંગાધરરાવે તથા તેમના પીતા બાબાસાહેબે પ્રેમથી નાનાસાહેબને ક્ષમા આપી અને તેના મનનું સારી રીતે સમાધાન કર્યું. એટલું થયાબાદ તે સર્વે માણસો સતારેથી પુણે આવ્યાં. પુણામાં આવીને નાનાસાહેબે પુષ્કળ દાન ધર્મ કર્યું. અને છેલ્લે કાશી યાત્રાએ જવાની તૈયારી કરી. તેણે પોતાની સર્વે દોલતના ત્રણ ભાગ કર્યા. એક હીસ્સો પોતાની કન્યા વેણુને આપ્યો. બીજો હીસ્સો યમુનાને ધર્મ કંન્યા સમજી સમરપણ કરયો અને બાકી રહેલી સંપતિ એટલે ત્રીજો હીસ્સો યાત્રા નીમીતે ઉપયોગમાં લેવો ધાર્યો એવી રીતે સર્વે વ્યવસ્થા કરી ગોપિકાબાઈ સહીત થોડાજ દીવસમાં નાનાસાહેબ કાશી તરફ રવાને થઈ ગયો. યમુનાના બાપ વિનાયકરાવને પણ અતિશય વૈરાગ્ય ઉત્પન્ન થયું હતું. નાનાસાહેબ કાશી ગયા બાદ વિનાયકરાવે સંન્યાસ ધારણ કર્યો અને તે પણ શ્રી ક્ષેત્ર આળંદીમાં જઇ રહયો. યમુનાની સાસુ કજીયાખોર અને દ્વેષી હતી ખરી, પરંતુ તેને પણ તેના દુષ્ટ સ્વભાવ માટે આ વેળાએ પરિતાપ થયો, અને યમુનાની ખરી યોગ્યતા બરોબર રીતે તેના સમજવામાં આવી. હવે પછી તે યમુના ઉપર બહુજ મમતા રાખવા લાગી, એટલુંજ નહીં પણ યમુનાના અધો બોલો ઉપાડી લેવા લાગી. ઘરમાં યમુનાનો વિચાર લીધા વિના તરણું પણ ચાલી શકે નહીં એવો ઘાટ બન્યો. યમુનાના સાસુ સસરાના પુર્ણપણે સમજવામાં આવ્યું કે ગંગાધરરાવની પુર્વે સ્થિતિ બગડવાના પ્રયોજનરૂપ આપણેજ હતાં કારણ તે વખતે આપણા હાથથી બહુ ભુલો થઇ હતી. પરંતુ યમુનાવહુ સુશીલ અને બુદ્ધિવાન હતી, તેથીજ ગંગાધર શહાણો થઈ આપણા હાથમાં પાછો સાંપડયો. યમુનાના શહાપણથીજ આ

પણે રળિયામણા દીવસો પ્રાપ્ત કરી શકયા. સમજુ વહુઓ ઉપર ખોટો દાગ રખી જે સાસુ સસરા અવિચારનાં પગલાં ભરે છે તેમના ગૃહસંસારની બાજી ધુળધાણી વળી જાય છે. આપણા ગૃહસંસારની પણ એજ સ્થિતિ થઇ હતી. પરંતુ યમુના સદાચારી હતી તેથીજ સઘળું ઠેકાણે પડયું.

યમુનાનો સ્વામિ યમુનાને કેવળ પ્રાણ પ્રમાણે સમજતો થયો. યમુનાનો પ્રેમ પણ ગંગાધરરાવ ઉપર અપુર્વ હતો. આગળ જતાં થોડાજ દિવસમાં યમુનાને એક પુત્ર રત્ન પ્રાપ્ત થયો. ત્યારે તો વળી તેમના સુખાનંદની સિમાજ રહી નહીં. ગંગાધરરાવે ડીકટેટીવ પોલીસની નોકરી તજી દીધી અને પોતાના બાપદાદાનો સાહુકારી ધંધો ચલાવવા લાગ્યો.

વાસુદેવ બળવંતે પોતાની બુદ્ધિનો અને ડહાંપણનો દુરપયોગ કરવાથી તેનું પરિણામ બહુજ ખરાબ આવ્યું, જો કે તેનામાં ઘણાજ ઉત્તમ ગુણો હતા પણ તે સઘળા કમનસીબે ઢંકાઈ ગયા. તેના મનમાં હિંદુસ્તાનમાં હિંદુ રાજ્ય સ્થાપન કરવું તથા આપણા સર્વ દેશ બાંધવોને સ્વતંત્ર બનાવવા—એમ બહુ હતું; પરંતુ તેમ થવા વાસ્તે તેણે જે ઉપાયોની યોજના કરી હતી, તે ઉપાય અત્યંત નીચ પ્રકારના હતા અને તેથી તેના સારા ગુણોનો અને સારા હેતુનો ઉદ્દય ન થતાં, પરિણામ બહુજ અનિષ્ટ નિપજ્યું. તે સ્વદેશાભિમાની પુરૂષ હતો, તે શુરવીર નર હતો, અમને તેને માટે માન છે, અમે તેની થયેલી હાલત માટે ખચીત દલગીર છીએ; પરંતુ તે આપણી સાર્વભૌમ દયાળુ નામદાર સરકાર પ્રત્યે "રાજ્યદ્રોહી" ઠર્યો અને એટલાથીજ તેના નામને વજ્રલેપ કાળો ડાગ ચોંટયો છે, શું કરીએ થવા કાળ!! નામદાર બ્રિટીશ સરકારનો વિજય હો, એજ આશા અને ઈચ્છા!!

---

**સમાપ્ત.**

---